ભગવાન કરુણાસાગરો વિજયતે

**અતિ ઉગ્ર અનુભવ**

# દિવ્ય વાણી વિલાસ

## ગ્રંથ



**સત્ કૈવલ સાહેબ**

:: પ્રકાશક ::

**મહંતશ્રી સરજયુદાસજી ગુરૂશ્રી મોહનદાસજી**

શ્રીમંત કરુણાસાગર ભગવાનનું મંદિર, કરુણેશનગર સોસાયટી,
પુણા જકાતનાકા સર્કલ પાસે, કુંભાલ પાટીયા, સુરત.

શ્રી સત્‌કૈવલ સાહેબ

## અતિ ઉગ્ર અનુભવ

# દિવ્ય વાણી વિલાસ

## ગ્રંથ

:: રચયિતા ::


પરમગુરુ શ્રીમંત કરુણાસાગર ભગવાન
તથા તેમના અખંડ ઉપાસક
શ્રી નરવેદ સાગર મહારાજ


:: પ્રકાશક ::


મહંતશ્રી સરજયુદાસજી ગુરૂશ્રી મોહનદાસજી
સંતશ્રી નિર્મળદાસજી ગુરૂશ્રી મોહનદાસજી
શ્રીમંત કરુણાસાગર ભગવાનનું મંદિર, કરુણેશનગર સોસાયટી,
પુણા જકાતનાકા સર્કલ પાસે, કુંભાલ પાટીયા, સુરત.

# પરમગુરુ
# શ્રીમંત કરૂણાસાગર ભગવાન



જુઓ નિજ તપથી તપ પ્રગટ રવિ,
મહા અજ્ઞ અરૂપ દિન રૂપ હવિ;
કહે કુવેર કૈવલ એમ અનુભવિ;
સતગુરૂ મલતાં જીવ દશા સંશેની ગ્રંથિ છૂટે

# પ્રસ્તાવના

વિશ્વવંદ્ય, પરમવિશેષ, પરમશ્રેષ્ઠ, મહાન સમર્થ, સર્વજ્ઞ પરમગુરુ ભગવાન કરૂણાસાગરની અસીમ કૃપાથી "અતિ ઉગ્ર અનુભવ દિવ્ય વાણી વિલાસ" ગ્રંથની પ્રસ્તાવના લખવાનો યોગ પરમગુરુની પ્રેરણા દ્વારા અમારા અભ્યાસ અનુસાર કિંચિત પ્રયાસ કરવામાં આવેલ છે. દિવ્ય પરમગુરુ સર્વજ્ઞ હોઈ તેઓના વચનોમાં ભરચક કૈવલ જ્ઞાન સમાવેલું છે. અને અંશો તમામ અલ્પજ્ઞ હોવાથી યથાર્થ રીતે દરેક પદની પ્રસ્તાવના લખવી તે માટે એક દળદાર ગ્રંથ બની જાય તેથી સંક્ષેપ્તમાં અમારો પ્રયત્ન કરી પ્રસ્તુત કર્યો છે.

રવેણી પદમાં મનુષ્ય ઘાટની મહત્તા સમજાવેલી છે, અને દેવોને પણ દુર્લભ આ દેહ ભોગ વિલાસ માટે જ નથી મળેલો. ક્ષણભંગુર આ દેહ છે તેમાં રાજા કે રંક સર્વ કાળનો ચારો જ છે. તેથી આ દેહની મહત્તા સમજીને સદ્‌ગુરૂની શોધ કરવી જોઈએ જેથી ભવસાગર તરી શકાય, દયાળું સદ્‌ગુરૂદેવનું શરણ ગ્રહણ કરનારની મતિ આશા-તૃષ્ણાથી તીત હોય છે. વળી કામ ક્રોધાદિ અશુભ કરનાર સર્વ શત્રુ જેવા ગણી અહોનિશ સાવધાન રહી સર્વ ઈન્દ્રી-અંતઃકરણની માયાવી ભાવનાઓને ગુરુગમે ઉલટ માર્ગે ગમન કરાવીને સદ્‌ગુરૂના સત્ય શબ્દ ગ્રહી નિર્ભય જ્ઞાન સાગરમાં ગરક બની પરમાર્થ પૂરતા જગતમા વિચરે છે. જગતમાં રહેવા છતા તે વિલાસ તરફ ગમન કરતા નથી. જેમ કે બળેલી દોરડી (રાખ) અને તેમની ગતિ-મતિ અવિગત વિષે એકતા રાખે છે. એવા જીવન મૂકત દશાના પુરુષો અવિનાશી પદની જ ચાહના રાખે છે. આવા વિરલા સંતોનો જે મેળાપ કરવાના બદલે વિયોગ કરાવે છે. તેવા ઉપર કર્તા કૈવલ વિશ્વાસ ધરતા નથી, પરમ કૃપાળુ કહે છે કે ચૈતન ચિદ્ સ્વરૂપ ગુરુ મળ્યા તે કૈવલ પદ પ્રાપ્ત કરી શકે છે. ખટ દર્શન પદમાં સેવકોને સંબોધીને કહે છે કે જગતના ફંદને ત્યજી ગુરુ ચરણમાં તમારૂ ચીત જોડો તેજ ઉત્તમ તિર્થ છે. ફકીરી ધારણ કરનાર હંમેશા પ્રણવની માળા જપતા હોય છે. પોતે ઓહંગ અને પતિ સોહંગ હોઈ નિર્ભય બની ચિંતન કરે છે, વળી અવધૂતનો અટપટો ખેલ દર્શાવ્યો છે. તેઓની સૂરતા નાશવંત અને જડ પદાર્થોથી પર અલખમાં જોડે છે. ચોથા પદમા બ્રહ્મજ્ઞાનીઓની અકળ ગતિ દર્શાવી છે. પદાર્થની આશા થી તિત સંન્યાસીઓ દંડ-કમંડલુ ધારણ કરી સહેજો વિચરે છે. ઈન્દ્રીઓનું દમન કરી ધર્મમય જીવન જૈન જતિઓ ગાળી જગત પિતાની માન્યતા ધરાવતા નથી. વૈરાગી પુરૂષો આઠ પ્રકારે

સ્ત્રીઓથી દૂર રહે છે. સ્વપ્નાંતરે તેઓ શરીરનું વિત્ત નષ્ટ કરતા નથી અને પાંચ પ્રકારના વૈરાગ્યમાં તિવ્ર વૈરાગ્યને શ્રેષ્ઠ કહ્યો છે. જે રાજા ગોપીચંદ ભરથરીના રૂપક આપી સમજાવ્યું છે. ભક્ત ભગવાનના ભરોસે તેની નૈયા છોડી ગદ્ ગદ્ કંઠે પ્રભુના યશોગાન ગાય છે. તેઓ ખટ દર્શનની ખટપટમાં ઉતરતા નથી. જગતના સર્વ ધર્મવાદીઓ જ્યારે સકર્તા સત્ કૈવલને ન ઓળખી શકયા અને આગવાજનો ઓરલ્યા પદના તરફ સંસારને વાળી દીધો ત્યારે સર્વજ્ઞ કૈવલ વેત્તા પરમ પુરૂષ દિવ્ય અંકુરી પાત્ર ધારણ કરી સકર્તા અદ્વૈત પદ પ્રાપ્તિનું જ્ઞાન પરમાર્થે જીવોને બક્ષ્યું છે. મહા પદ એટલે બ્રહ્મ પદ પામવા કેટલાક વૈરાગ્યનો વેશ ધારણ કરી જંગલમાં અને સ્મશાનમાં વસે છે. તથાપિ વારપાર વિનાના ચૈતનબ્રહ્મને કોઈ વિરલા સંતો જ જાણે છે. તે માટે ફકત વેદો વાંચવાથી પંડીતાઈ આવતી નથી. નિર્ગુણ બ્રહ્મ સદન વિશેથી જ દશ અવતારો તેની વાનગી રૂપે આવેલા છે. તેથી સમર્થ કુવેર સાહેબ કહે છે કે હે બ્રહ્મ જ્ઞાનીઓ હદ-બેહદની માન્યતા ત્યજીને અનહદ ઘરને જાણીને માણો. જે પ્રમાણે પાણીથી ભરેલો ઘડો સમુદ્રમાં ડુબાડવામાં આવે તો બહાર ભીતર જળમાં જ દેખાય છે. તેમ વ્યાપક બ્રહ્મ માં જ સર્વ રહેલું છે. અવિગત પંખી ચિદ્ખગ વસનારુ નિજ ચૈતન અંશ છે. અને પરમકારણથી સ્થુલ દેહ સુધીના તાત્વીક ખેલમાં આવી ફસાયેલ છે. કેરા પદમાં મહાપ્રભુ કહે છે કે અણ સમજુ જનોમાં જ્ઞાન પ્રાપ્ત કરવાની કોઈ ગુંજાઈશ ન હોઈ સજાતિ પતિની એકતાનો લક્ષ સમજી શકતા નથી. માટે સાચા દશાવંત સંતના સાનિધ્યમાં રહી અંશ-અંશી પદની એકતાનો લક્ષ સમજમાં ન આવે ત્યાં સુધી જીવદશા નષ્ટ થતી નથી. જે નિજ કર્તાનો મેળાપ કરાવી શકે તેવા પરમગુરુનો રંગ અંશને લાગે તો સર્વજ્ઞ ગતિમાં ગરક થઈ શકે છે. જગત પૈકિના કહેવાતા જ્ઞાનીઓથી પરમગુરુની ગતિ ન્યારી રહેલી છે. તે ભેદને જીવદશાના મનુષ્યો જાણી શકતા નથી. ચારવેદ છ શાસ્ત્રની આઘે અનેક મત-પંથ-ધર્મ વાદીઓ તે ગતિને સમજી સમાયા નથી. તેથી પ્રભુ કહે છે કે સમજણનું ઘર ગુરુગમે જોવાથી સમિપ જ રહેલું છે. તેથી વર્ણવાદની આઘે અભિમાન અહંકાર તજીને સર્વસાધનોથી મુકત થઈ સભરાભર રહેલ સોહંગરૂપ સમજણના ઘરમાં આવો તે સિવાયનું સર્વ જડ અને નાશવંત છે. તે સોહંગનું રૂપ, રંગ, સ્વાદાદિ કોઈ ભૌતિક કે માયિક લક્ષણ નથી. તે પદ સદાનું સત્ય જ છે. માટે તું તારા દેહ રૂપ દેવળમાં ગુરુકૃપાએ શોધ કર, જે પરમ પદને સર્વ જીવો પ્રેમથી ચાહના કરે તો તત્કાળ તેની ગતિ વિશાળ બને તે પરમ પદ સિવાયના સર્વ બ્રહ્માંડ ભરના પદ અંજનરૂપ માયાના હેજ વાળા છે. પ્રબંધ પદમાં

કહ્યું છે કે વિશાળ ગતિના સંતો પિંડના પુરૂષ પ્રકૃતિના સંચો રચાયા હોઈ તેની અટપટી આંટીઘુંટીમાંથી મુકત થવા સપ્તચક્રની આદ્યે આત્મા-પરમાત્મા વિગેરેની સમજ ગ્રહે છે. તથાપિ પરમલક્ષ પરમગુરુ જ આપી શકે છે અને અંશને સ્વરૂપની ગમ આપી અંશીપદની એકતાનો યોગ મેળવી આપે છે. જેના ઉગરતા પુણ્ય હોય તે જ પુરૂષ તિવ્ર ત્યાગ ધારણ કરી મોહનો ભંગ કરી જનેતાની કુખ ઉજળી કરે છે. ચોથા પ્રબંધમાં ભગવાન કરુણાસાગર કહે છે, હરીજન હંમેશા સંતોની સેવામાં આધીન થઈ જળ કમળના ન્યાયે સદૈવ રહે છે. ધન્યવાદ તે જનને છે જે ગુરુ ઉપાસક હોય તેનું ચિત્ત અન્યત્ર ન જતા ગુરુગુણ-ગાન-સેવામાં જ લીન રહે છે. અને જે ગુરુ વચન અને કર્તવ્યથી મુખ ફેરવે છે તે ગુરુદ્રોહી બને છે અને તેનું પરમાર્થ કાર્ય પાર પડતું નથી. તે ગુરુદ્રોહી દેખાવે હંસ જેવો ભાસે છે પરંતુ મીનરૂપ પદાર્શ અને ભામીની જોતા જ તેનું ચિત્ત બગલાનું રૂપ ધરી લેતું હોય છે.

પરમદયાના સાગર પરમપુરૂષે તેત્રીસ અક્ષરોનો અલાયદો ગ્રંથ સરજેલો છે. અને તેમાં મનુષ્ય ઘાટ ઉત્તમ મળેલો છે. તેનું જતન કરી આ જગતનો પ્રલય થતા શેષરૂપ ઉગરતા કૈવલકર્તાનું ભજન નિષ્ઠાપૂર્વક કરો. પાખંડી-પ્રપંચ ભરેલા જગતમાં અનેક મત રહેલા છે. તેમાં કિરતારની ગતિનો ઉલેખ કોઈ ધર્મવાદીઓએ કરેલો નથી. દરેક મતવાળાઓએ જડ-નાશવંત પદની ઉપાસના કથેલી છે. અને એ સર્વ માયાનું ક્રત હોઈ વ્યષ્ટિ-સમષ્ટિમાં જે વર્ણન કરેલા છે તે સર્વ માયાનુંજ નિરૂપણ જોવા મળે છે. માટે હું કોણ અને મારા કર્તા કોણ તે સબંધી સમજણ આપી જન્મ મરણના ફંદમાંથી મુકત થવાની નિર્ભય નિસરણી દર્શાવી છે. પશ્ચાત ગુરુ-શિષ્યના સંવાદ રૂપે ખટ ચક્રનું નિરૂપણ કર્યું છે. અને શિષ્ય રૂપ અંશોના સંચયો નષ્ટ કરી અવિગત પતિ સાથે એકતાની ગુરુગમ બક્ષી છે. ચેતવણીનાં અંશોને ચેતવવા માટે કહ્યું છે કે જેમ પાણીમાં પરપોટા થાય છે અને પાણીમાંજ વિસરાય છે તેમ સમસ્ત સંસાર બ્રહ્મની અંદર જ ઉત્પન્ન થયેલું છે અને અંતે નષ્ટ થાય છે. આ ભેદને ગુરુ ઉપાસકો જ સમજીને નિસતાર લાવે છે. બાદમાં તબકનું નિરૂપણ કર્યું છે. કર્તા કૈવલની ખટ વૃત્તિએ સર્જાવેલું ક્રત અને અઠાવીસ તબકકાઓ સસુમાર ચક્રો ઉપર રહ્યા છે. તે દર્શાવી તે ઉપર આવેલ ધિર-ગંભીર અને ગતિવાન પુરૂષોનું વર્ણન કરી સમજાવ્યું છે. અને ઉપર અલિલ શૂન્ય વિષે સ્વ પ્રકાશ બ્રહ્મનું વિવરણ કરેલું છે. જે અજોડ અને અજાયબ છે. પરમ પૂજ્ય ભગવાન કરુણાસાગરે સાખી ગ્રંથની રચના કરી છે અને તે દરેક સાખીઓમાં ભરપૂર ગુરુગમ સમાઈ રહેલ છે. કોઈ ગુરુ

સ્નેહીજન તેનો અભ્યાસ કરે તો ગતિવાન બની ભવ પારંગત થઈ શકે છે. બાદરાયણ વ્યાસે અઢાર પૂરાણોની રચના કરીને જીવોની વૃત્તિને વિભ્રમ બનાવી દીધી અને ખટ શાસ્ત્રો ખેરના ખીલા જેવા હોઈ તે ખીલે જીવોને બાંધી પારધી જેવા પંડિતો જગતના જીવોનું વિત્ત ઠગી લેતા હોય છે. આ પરંપરા આદિથી જ ચાલી આવે છે. કોઈ જીવ નિજ નેત્ર વડે જોઈ વિવેક કરતા નથી અને સાચા સંતોના સમાગમ સિવાય આ જીવોની ગતિ કેવી રીતે થઈ શકે ? ન થાય તે માટે સંતોની કૃપા હોવી જરૂરી છે. સંતો હરીના અવતારો જ કહેવાયા છે. ચરકીડા પદમાં પણ ગુહ્યગુરુગમ કથેલી છે જે ચરખા રૂપે વર્ણવેલું છે. હિંદોરા પદમાં હરિને ઝૂલવવા માટે પ્રણવની સાન કરે છે અને સુરતાની દોરી વડે હિંચોડે છે. ચુંદડી પદમા બ્રહ્મની અંદર ઉપજેલા જગતનું વર્ણન કર્યું છે. વસંત ૠતુ બેસતા વનસ્પિતિ નવપલ્લવિત થાય છે અને ફળ-ફુલ-પત્રાદિથી શોભે છે તેમ સદર પદમાં પણ વસંતના વધામણા રૂપે અવિગત જ્ઞાનગતિ કથેલી છે. હોળી પદમાં કહે છે કે જેમ સંસારમાં હોળીના દિવસે રંગ-અબિલ ગલાલ છાંટી આનંદ કિલ્લોલ નર-નારી કરે છે અને આનંદથી ગોઠ રુપે કંઈક આપે છે તે જ પ્રમાણે આધ્યાત્મ માર્ગની ચૈતનબ્રહ્મ સાથે હોળી ખેલવાથી ગોઠ રૂપે પરપ પદ દયાળું ગુરુદેવ આપે છે.

ગરબી પદમાં જીવોને ઉપદેશતા કહે છે જગતમાં મોટું દુઃખ મરણનું છે અને તે કોઈ કાળે ટળી શકે તેમ નથી. પરંતુ સદ્ગુરુનો પક્ષ ગ્રહણ કરીએ તો કાળનો ભય રહેતો નથી. વેદો જે પદની નેતિ પોકારે છે તે પદને પ્રગટ કરી સમજાવ્યું છે. મૃગજળ સમાન મિથ્યા સુખ માટે દોડવાથી અંતે નિરાશ થવાના છો તેથી રહેણી કરણી પાળી પ્રભુ પ્રાપ્તિના માર્ગે ચાલવું જોઈએ. આ મનુષ્ય દેહ વારંવાર મળતો નથી માટે નિજ ચૈતન અંશનું પોત જોઈ સજાતિ અંશી પદની એકતા કરવાનો આ ઉત્તમ અવસર સાંપડેલો છે. ખ્યાલપદમાં દયાળું કહે છે કે જોગી, જંગમ, સન્યાસી, સેવડા, દેહનું દમન કરતા હોય છે. પંડિતો, કાજીઓ પણ તેઓના મતમાં મશગુલ રહે છે. સિધ્ધીનાં સાધકો, યોગીની આદ્યે સર્વ જે કંઈ મોક્ષ પ્રાપ્તિનું કાર્ય કરે છે તે સર્વ સમજણ વિનાનું જ છે. તેથી પરમ પદ મળે તેમ નથી તે માટે યથાર્થ સતુગુરુ મેળવવા જરૂરી છે. પતિવ્રતા પોતાના પતિ સાથે જ સર્વકાળ આનંદિત રહે છે. તેમ કૈવલ પરત્વે નિષ્ઠાપૂર્વક આરત ધારણ કરી સ્નેહ રાખવો. જેમ સ્વાતિ નક્ષત્રમાં છિપ મોતી પકવે છે તે તેની રહેણી પાળે છે અને સમુદ્રનું ખારૂ જળ છ માસ સુધી મુખમાં પ્રવેશવા દેતી નથી તે જ પ્રમાણે ગુરુએ આપેલ લક્ષ બિંદુને જાણમાં ગ્રહી ઉત્તમ

રહેણી પાળવાથી અખંડ સત્‌કૈવલ ધણીનું ધ્યાન ધરી શકાય છે. ધૂન પદમાં બાપજી કહે છે કે સર્વ વેદ-વેદાંતના વેત્તાઓ બ્રહ્મનું પુરૂ જ્ઞાન પ્રાપ્ત કરી શક્યા નથી તેઓ અટલ આસન લગાવી યુગોથી ખોજ કરે છે પણ નિવેડો ન આવતા નેતી પોકારે છે. દયાળું કહે છે કે જો સાચા સત્‌ગુરુ મળે તો કૈવલ કર્તાનું પદ સમજમાં આવી શકે તેમ છે. મેવાડા પદમાં મહાપદનું વર્ણન કરતા ગુરુસમર્થ હોવાનું પણ નિરૂપણ જોવા મળે છે. સારંગ પદમાં સદ્‌ગુરુ મળે તો તત્ક્ષણ જીવદશા નષ્ટ થઈ શકે છે. તે અનુભવ પ્રમાણ હોઈ પતિપદ સમજાય છે. હેલારી પદમાં કહે છે કે જે શબ્દ બોલાય છે તે પરાપાર છે અને અક્ષરોની જોડણી વડે તે બોલાય છે. નિર્ગુણપદ તેથી ન્યારું રહેલું છે. કદડા પદમાં આત્મા વિશે કહે છે કે તેને કોઈ લિંગમાં ન કહી શકાય તે શરીર સબંધી થતા નર નારીના લિંગથી સંબોધાય છે અને જીવ-શિવ અને બ્રહ્મરૂપે ત્રણ પ્રકારે બોલાય છે. પ્રભુ કહે છે કે હે મન સમજીને પોતાને ઘેર પાછું વળ અને જાતભાતાદિની કલ્પના ત્યજી દે અને ઘટમાં અજંપાનો જાપ જપ. તેથી ઉપાધીમુકત થતા વાર નહી લાગે અને જન્મ મરણના ચક્રમાં ફરવાનું ટળી જશે. સમર્થ ગુરુના ચરણો સેવતા કર્તાના ભજનમાં મનગુલતાન રહી સંસારના અસાર સુખ છોડી ગુરુ કૃપાએ સદ્‌જ્ઞાન ઉજાસ વડે સુરતા અલખમાં લાગી રહે. સંતોનો સત્સંગ અને કર્તાનું ભજન કરી મનુષ્ય જન્મ સાર્થક કર્યો કહેવાય. કામ-ક્રોધાદિ શત્રુઓ દૂર કરી કર્તા-કૈવલની ભક્તિ સંતના સત્સંગે ગુરુગમ મેળવી અવિગત પતિના પદની ગતિ સમજમાં આવે છે તેવું ક્ષાલ પદ વિશે સર્વજ્ઞ પરમ પુરૂષ ભગવાન કરુણાસાગર કહે છે.

ઈતિ શ્રીમંત કરુણાસાગર ભગવાન વિરચીત અતિઉગ્ર અનુભવ દિવ્ય વાણી વિલાસ પ્રસ્તાવના પૂર્ણા હુતે

લી. પ્રકાશક

મહંત શ્રી સરજયુદાસજી ગુરુશ્રી મોહનદાસજી

# અથ નરવેદ સાગર રચિત
# અતિ ઉગ્ર અનુભવ દિવ્ય વાણી વિલાસ પ્રારંભ્યતે

પૂજય નરવેદ સાગર મહારાજ ભગવાન કરુણાસાગરના અનિન ઉપાસક હતા. અને તેઓને નિજ ધામથી પરમગુરુ સાથે જ લાવ્યા હતા. કારણ કે આ સંસારમાં કોઈ સકર્તા સિધ્ધાંતનું જ્ઞાન ગ્રહણ કરી શકે તેવુ પાત્ર ન હોવાથી સ્વસંવેદાદિ રચના તેઓને સંબોધીને જ વદેલા હતા. નરવેદ સાગર મહારાજ એવા સુપાત્ર હતા જેની જોડ જગતમાં મળવી દૂર્લભ છે. તેઓના પદ વિષે પરમગુરુ જ કૈવલ છે કર્તા છે. તેમ તેઓના દિવ્ય વચનોમાં આપણા માટે ઉપદેશ આપેલો છે. તે સર્વ દિશાથી સત્ય છે કે પરમગુરુની સમજ પ્રાપ્ત કરવી હોય તો નરવેદ સાગર મહારાજની અનુભવ સિધ્ધ વાણીનો અભ્યાસ કરી કાળ-માયાની રચેલી જાળમાંથી છૂટવાનું સરળ બની શકે તેમ છે. મંગલાચરણમાં કહે છે કે હે ગુરુદેવ ! આપનું અંગ સર્વજ્ઞ હોઈ તમો કિરતાર પોતે છો આપે જગતના જીવોને ચેતાવવા વ્યકત દિવ્ય અયોનિ સંભવ દેહ ધારણ કર્યો હોઈ હે કરુણાસાગર ભગવાન આપના દેદિપ્તમાન, ઘનશ્યામ રૂપ અને સોળકળા સહિત અધિકારી જીવોને કહે છે કે તેઓના ચરણ-શરણ મંગલકારી હોઈ વિઘ્નો હરન કરીને કલ્યાણ કરે તેવા છે. હે સજાણજાણ પરમગુરુ દેવ આપના દિવ્ય ચરણોને હું વંદન કરી વિનંતી ગુજારૂ છુ કે મારા હૃદય કમળમાં બિરાજમાન થાઓ અને મારા કંઠે આવીને આપ વસી વ્યકત-અવ્યકત સર્જનની આર્ધ અંશ-અંશી પદનું હું વર્ણન કરી શકું. દયાળુ ગુરુદેવ આપના જશ હું ગાઈ શકું લંગુ પંગુ અને મુક હોઈ કંઈ વર્ણન કરી શકુ તેમ નથી. આ પ્રમાણે મંગલાચરણમાં વિનંતી કરીને પ્રભાતપદમાં વ્યષ્ટિભાવે અન ગુહ્ય મર્મમાં બાપજીશ્રીને જગાડે છે સ્નાનાદિ વગેરે હાજર છે. આપ વ્હેલા જાગ્રત થાવ આ પ્રમાણે પ્રભાત પદમાં આપણને ઉપદેશે છે, ઉપરાંત મંગળ પદમાં પણ મંગલકારી પ્રગટ મૂર્તિને ઉદેશતા વારંવાર કહે છે કે આપ સજજનોના કાજ કરવા પરમાર્થે પધાર્યા છો, હે જગતના જનો સદરમૂર્તિનું તમો નિષ્ઠાપૂર્વક હૃદયમાં ધ્યાન ધરો. કૈવલકર્તાએ જગત સર્જાવ્યું અને તેની વિવિધ પ્રકારની વિચિત્ર ભાતમાં જીવ વાસનાને આધિન થઈ જગતપિતાને ભૂલીને બેહાલપણે જયાં ત્યાં વલખા માર્યા કરે છે. જીવોની અવદશા જોઈને પોતે ખૂદ ખાવિંદે વિચાર્યું કે મારા વિના મારા અંશોને બીજો કોઈ ચેતાવી શકશે નહિ તેથી પંચ વિશેષણ ધારીએ દિવ્ય નિષ્કલંક દેહ જગત ચેતાવવા સોળકળા ધારણ કરી પધારેલા છે. સકપતિપદ વિષે કહે છે કે સકર્તા સર્વના સર્જનહાર છે. અને તેમનું તખત મહાશુન્યની મધ્યમાં આવેલું છે. તે પતિ સંકલ્પ

કરીને અનંત ઈંડો પ્રગટ કરી અંશો વસાવેલા છે. અને અંશોને વિસ્મૃતિ થતાં તેઓને ચેતાવવા પંચ વિશેષણ ધારી પોતે પરમગુરુ રૂપે પ્રગટ થયા છે. માટે હે જગતના મોક્ષની અપેક્ષા સેવનાર નરનારી પરમગુરુનું તમો શરણુ ગ્રહણ કરો તેવું નરવેદ સાગર મહારાજ કહે છે. વળી વધુમાં કહે છે કે જે ભાગ્યશાળી જનો હશે તે પરમગુરુને સેવીને રીઝ મેળવી શકશે. સંસારના સ્નેહીઓના સબંધો તજી હરિજનો સંતોના શરણોમાં સુખ માની લૌલિન રહે છે. સંતના ચરણો ઉપર જપ તપ તિર્થાદિ કર્મકાંડ વગેરે વારી ધરે છે. પરંતુ જે શાકુટ જીવો છે તે ગુરુ વચનોને સત્ય નથી મનતા અને જુઠા નાશવંત માયાની રંગરંગેલી બાજુમાં ફસાય છે અને ઉત્તમ મનુષ્ય દેહનો ફેરો એળે ગુમાવે છે. ઢાળફેર પદમાં કહે છે કે કૈવલકર્તાજ પોતે જીવોને તારવા મનુષ્યકૃતિ ધારણ કરી પધારેલા છે. આવા પરમચતુર સુજાણ જાણ પ્રભુને મૂઢ મતિના જીવો કેમ કરીને જાણી શકે ? અર્થાત બુંટ્ટી બુદ્ધિના જનો પ્રગટ પ્રભુને જાણી શકતા નથી. ત્રીજા પદમાં કહે છે કે કોઈ બડભાગી સંત હશે તે જ એ પરમ પદનો ભોગવટો ગુરુકૃપાએ પ્રાપ્ત કરશે. એવા મહા અપરંપાર પરમગુરુનો મહિમા ગાતા નરવેદસાગર મહારાજ વારંવાર જીવોને પરમગુરુના શરણ તરફ વળવાનો ઉપદેશ આપે છે. વસંતપદમાં નારણદાસજી કહે છે કે અણચિંતમાં જેનુ ચિત્ત જોડાયેલું હશે તે સુખ પ્રાપ્ત કરી શકે છે. પૂર્વે એવા પુરૂષો ઋષભદેવની આદ્યે અનેકો થયા છે એવા સંતોના શિરોમણિ પ્રગટ પરમગુરુનો મહિમા રહેલો છે. તેથી પ્રેમની પીચકારી ભરી નિજ નામની એકતા કરી ત્યારે અંશોને મૂકત કરી કૈવલના ધામમાં વસાવે છે આ પ્રમાણે વસંત પદમાં વિવિધ રીતે પરમગુરુ જ કૈવલ હોઈ તે સર્વજ્ઞનું શરણ ગ્રહેવાનું સુચન કરે છે. પૂજયપાદ નરવેદ સાગર કક્કાના અક્ષરો વિષે કહે છે કે ગુરુચરણ પુજીને કૈવલ પદ ભજવાની સમજ બત્રીસ અક્ષરોમાં કહું છું તમો સર્વ જીવો જગત વહેવારની જુઠી આશાઓ તજીને ગુરુ ચરણમાં જ નિવાસ કરો જેથી યમનો ભય ભાંગી જશે. આવા પૂર્ણ પુરૂષ ખોજ કરવાથી મળી શકે તેમ છે. દ્રષ્ટાંતો આપતા કહે છે કે હંસના દર્શન કરવા હોય તો ખગચરનો સંગ કરવો તેમ કરતા કયારેક હંસના દર્શન થઈ શકે છે તે સિધ્ધાંતે ચૈતનચિદ્ ખગ વિષે વૃત્તિ જેની ખોજ કરતી હશે તે ગુરુદેવનું દર્શન કરી શકશે. તે જ ન્યાયને અનુસરી પૂજ્ય નરવેદસાગર અક્ષરગ્રંથમાં આપણ સર્વને સમજ આપે છે. ભગવાન કરુણાસાગરની સ્તૂતિ કરીને દીનતા પૂર્વક વિનંતી ગુજારીને માસગ્રંથમાં કહે છે કે પરમગુરુના શરણનું સુખ અવર્ણનીય હોઈ મારા એક મુખે હું શું વર્ણન કરી શકું ગુરુના યશ પૂર્વ થયેલા સર્વ ગુરુભકતોએ ગાયેલો જ છે તેથી પરમગુરુના અસીમ ચરણોના ગુણ અપાર છે. આ જ ન્યાયે બાર

માસમાં ગુરુનો અપરંપાર મહિમા ગાયો છે. જેથી જીવ સ્વરૂપે થઈ ભવના દુઃખમાંથી મૂકત થઈ ગુરુપદનું સુખ પામે છે. માસમાં ગરબી પદ વિષે કહે છે કે ગુરુ સેવામાં જે નર રહે તે પૂરા સમજવા તેઓ વિષયના આનંદમાં વૃત્તિ ન જવા દેતા સદ્‌ગુરુ પરત્વે રહી તે ગુરુ પદને જાણીને માણે છે. હજુર પદમાં દયાળું પૂજય નારણ દાસજી કહે છે કે ગુરુની હજુરમાં કોઈક જ  રહી શકે છે. બાકીના ગુરુના નામનું બાનુ પહેરી મનસ્વી પણે વિચરતા જોવા મળે છે. પતંગજાતિમાં ગીગા નામના જંતુનું સચોટ ઉદાહરણ આપી સદ્‌ગુરુ સાથે કેવો સબંધ હોવા જોઈએ તે દર્શાવી બીજા દ્રષ્ટાંતમાં પારસ અને લોખંડનું રૂપક આપી જણાવે છે કે લોખંડને પારસનો સ્પર્શ થતા તેની જાતિ પલટાઈ જાય છે પણ પીત્તળ અને કાંસાની જાતિ એવી વંઠી ગયેલી હોય છે કે જાતિ બદલતુ નથી તે ન્યાયે મુમુક્ષુ સેવક હોય તો તે ગતિ મેળશી શકે, પરંતુ પીત્તળ જેવો ઈન્દ્ર અંતઃકરણની વાસનામાં લપટાયેલો જીવ ગુરુ વચનનું સેવન કરતો નથી અને તેની જીવદશા પલટાતી નથી આ રીતે દરેક ચોપાઈઓમાં સત્ય ન્યાય પૂર્વક સમજાવવા દયાળુ નરવેદ સાગરે પ્રકાશ કરેલો છે, જયારે કસોટીએ ચડાવાય ત્યારે બકવાદ કરનાર અને વચનનને અનુસરનાર દેખાઈ આવે છે. સાચા સેવક સદ્‌ગુરુ કહે તેવું આચરણ કરે છે. તે ગતિનો મહાન બને છે. અને ગુરુના વચનને કાપનાર ગુરુદ્રોહી બને છે. હેલારી પદમાં સંસારની અસારતા દર્શાવી, મતવાદીઓને કહે છે કે અવિનાશી પદને તેઓ સમજેલા નથી. સમજીને વેશ ધરનાર દિક્ષાર્થી તે બાનાને આચરણ વડે દિપાવનાર સુખસાગરમાં મોજ ભોગવે છે અને દહીંની અંદર ઘી અને છાસ બંને રહે છે પણ તેનો વિવેક કરી વસ્તુ પ્રાપ્ત કરતા કીંમતી પદાર્થ તેને મળે છે ત્રીજા પદમાં પૂજય શ્રી નરવેદસાગર કહે છે કે સાચા સંતનો સંત્સંગ થતા પિંડના તત્વોનો વિવેક કરી ભિન્ન ભિન્ન ઈન્દ્રીઓ અંતઃકરણનો વિવેક દર્શાવી નિજ અંશને સાક્ષીરુપે ઉગારી બતાવે છે, અંશ ચાસમીના ભોગમાં લપટાતા જગતરૂપ ખેલ રચનાર ખેલાડીને તે ભૂલી ગયો અને ભ્રમણામાં પડી પચી ગયો છે. હવે જે ઘેરથી આ અંશો ઉત્પન્ન કર્યા તે ઘરનો ભોમિયો મળે તો તે સમર્થ પરમગુરુ સમજવા અને તે આપનપુ અને પતિપદનો વિયોગ મીટાવી શકે છે. જયારે અંશોને જગતમાં ફસાયેલો દેખી ખુદ કૈવલ કિરતારે વિચાર્યુ કે શરીર ધારણ કરી મારે જ આ ફંદને ફના કરવો પડશે. તે વળ વિનાના કૈવલ કર્તાએ અંશોને છોડાવવા વળરૂપ દેહ ધારણ કરી પધાર્યા છે. ગરબી પદમાં કહે છે કે ચુનભવ-સુનભવ ભેળસેળીયું બકનાર સારાસારનો વિવેક કરતા નથી અને આંડબરમાં જ્ઞાનીની હોડ કરતા હોય છે. પણ જયારે આયુષ્ય પૂર્ણ થવાના સમયે તે મનમાં મુંઝાય છે.

સ્વાનુભવ વિનાના લોકો આ રીતે વિટંબણામાં અટવાઈ પડે છે. કલ્પતરુ, કામધેનુ, પારસ, ચિંતામણીની વાતો સર્વે કરતા હોય છે. પણ જેને તે મેળવશે તે મહામોજ ભોગવશે અને વાચાળ મોજ માણી શકતા નથી. એથી ફકત અંશ-અંશીપદની વાતો કરનાર સાચુ સુખ મેળવી શકતા નથી અને અનુભવિજનો ગુરુપ્રતાપે સુખ પામે છે. તેથી જગતમાં જે અનુભવિ છે તેને ધન્યવાદ છે. પ્રેમીજનો ભકિતપદ પ્રિય હોવાથી તે તન મન ધન કુરબાન કરી સદ્‌ગુરુ સંત સમ સદૈવ રહે છે. જગતના સર્વ ઉપદેશ કો સ્વાર્થ ખાતર કથન કરી ગયેલા છે. પરમાર્થ માટે ફકત પરમગુરુ જ જ્ઞાન આપવા પધારેલા છે, અને જે ભાગ્યવાન હશે તે જન પરમસુખ માણશે, બીજા પરમગુરુથી જુદા રહી ભવમાં અટવાઈ ગયા છે. સંત શિરોમણી પુરૂષોના લક્ષણ દર્શાવી સોહાગી સંતની સમજ દર્શાવી છે. પરમ પદના અભિલાષી જનો ! જગત પક્ષનો દાવો તજી સાચા સંતને સેવજે જેથી તને ભગવાન કરુણાસાગર મળશે. અને શાકૂટ દામ-ચામનો ભોગી હોય તેને તજી દેજે, નરવેદ સાગર મહારાજ કહે છે કે મેં તો પરમગુરુને પોતે સકર્તાપતિ માની નિષ્ઠાપૂર્વક તેઓનું જ મન-વચન-કર્મથી ચિંતન કરૂ છું. તે સિવાય બીજા કોઈ કર્તા માલિક નથી એવું મારી અંતિમ સમજની સંધીની સહી કરૂ છું. હે સંત, સજ્જનો ! મારી વાત સાંભળો મને હરિનો લક્ષ લાદયો હોઈ તે જ જ્ઞાન તમોને સમજાવું છું કે આ જ્ઞાન પચાવનાર સંત સમદર્શી હશે તે જ સમજી શકશે અને પરમગુરુની ચરણરજ લેવાની ઈચ્છા ધરશે. પરમગુરુપદમાં કહ્યું છે કે ગુરુવિના ઝખમારીને ચોરાશીમાં પડીને દુઃખ ભોગવશો, પરમગુરુ પોતે કૈવલકર્તા જ હોઈ તમો સંશય રહિત તેઓનું શરણ ગ્રહો. પુજય નરવેદાસાગર કાગળમાં કહે છે કે હે મારા વ્હાલા ગુરુરાય ! મારી અરજ સાંભળો, અમરપુર ધામ પામતા વિકટ પરિસ્થિતી વચમાં સર્જાય તેવું છે. મારી મતિ તમારા નિજધામ વિશે પહોંચે તે માટે મને ગતિ આપો. દેહ વિષે સુખ આપવા દેવો મોકલ્યા પણ અહીંયા તો તે સર્વ દુઃખ રુપ થઈ પડયા હોઈ આ દુઃખમાંથી મને કોણ છોડાવી શકે તેમ છે. આપના લક્ષ ભજનમાં ભંગ પડાવે છે માટે દયા કરીને ગતિ આપો શિષ્યની અરજ સાંભળીને જ્ઞાનના શ્રીમંત ભગવાન કરુણાસાગરે મને કાયમ માટે શરણમાં સ્થાન આપી પરમસુખ બક્ષ્યું છે.

ઈતિ શ્રી નરવેદસાગર વિરચીત અતિ ઉગ્ર અનુભવ દિવ્ય વાણી વિલાસ ગ્રંથ પ્રસ્તાવના પૂર્ણાહુતે.

લી. પ્રકાશક

મહંત શ્રી સરજયુદાસજી ગુરુશ્રી મોહનદાસજી

"ભગવાન કરુણા સાગરો વિજયતે"
આદ્ય, સક્રત, સ્વરાજ, કરુણેશ, કૈવલ ત્વમ્ નમામી.

# પ્રકાશકના બે બોલ

વિશ્વવંદ્ય, સર્વજ્ઞ પરમગુરુની કૃપા દ્વારા અતિ ઉગ્ર અનુભવ દિવ્ય વાણી વિલાસ ગ્રંથ રૂપે પ્રસિધ્ધ કરવા માટે અમોને ભકતજનો તથા કેટલાક સંતો તરફથી છપાવવાની ફરજ પાડી હોવાથી તેની પ્રથમથી જ પદોમાં જે અશુધ્ધ શબ્દોનું શુધ્ધિકરણ કરી પ્રથમ આવૃત્તિ રૂપે છપાવવામાં આવ્યું છે. સદર ગ્રંથનો પહેલો ભાગ દિવ્ય પરમગુરુ રચિત પદો છે. આપનપુ અને પતિપદ પામવાની સરળ રીતો ગુહ્ય પણે સમાયેલી છે. જીજ્ઞાશુજનો તેનો વિવેક કરી લાભ લેશે તેવી અમારી ભાવના છે. વળી સંપ્રદાયમાં અન્ય જાતના પદો અને સીનેમાના રાગોમાં ગવાતા ભજનો સાંભળી દુઃખ થતું હોઈ આ ગ્રંથના પદોમાં મથાળે રાગ દર્શાવેલો છે. તેના મુળ રાગમાં ગાશો તો શ્રોતાજનો સાંભળીને સમજવા પ્રેરાશે. બીજા ભાગમાં પરમગુરુના કૃપાપાત્ર શ્રી નારણદાસજી મહારાજના પદો ટાંકવામાં આવ્યા છે. જે પરમગુરુની અનિન ભકિત તરફ વાળવાની સાન કરતા જ્ઞાનથી ભરચક છે. તેથી તેનો સદ્ઉપયોગ થાય અને સત્ય સકર્તા સિધ્ધાંત તરફ જીવો વળે તેવો પ્રયત્ન કરવો આપ સૌની ફરજ થઈ પડે છે. આ ગ્રંથ પ્રસિધ્ધ કરવા માટે સહાયરૂપે અક્ષર દોષ તપાસવામાં કાયમપંથી ભક્ત શ્રી દિલીપભાઈ વેકરીયા (ખાખરા હડમતીયાવાળા) તથા ભક્ત શ્રી નાનજીભાઈ પી. લુહાર (અમદાવાદવાળા) તથા સંત શ્રી માનદાસજી (ઉધનાવાળા) તેમજ પ્રસ્તાવના લખવામાં મદદરૂપ થનાર અને તેમનો કિંમતી સમય ફાળવનાર **સંત શ્રી મધુસુદનદાસજી (ભાવનગરવાળા)** છે. પ્રભુ તેઓને આર્થિક અને પારમાર્થીક સુખ બક્ષે તેવી પરમગુરુને પ્રાર્થના તથા કાયમ પંથી ભક્ત શ્રી ઓ એ પણ તન-મન અને ધનથી ભાવપૂર્વક આ કૈવલજ્ઞાન પ્રચારના હેતુને પાર પાડવા સહાય કરી છે. આ ગ્રંથ પ્રસિધ્ધ કરવાના નાના મોટા ક્ષેત્રમાં સહાય કરનાર સર્વને પરમગુરુ કૃપાવંત થઈ તેમના મોક્ષ પ્રાપ્તિના મનોરથો પૂર્ણ કરે તેવી અંતર ભાવનાથી પ્રાર્થના છે. વાચક ગણ આ ગ્રંથોમાં પ્રેસદોષ, શબ્દદોષ રહી ગયો હોય તો સુધારીને તેનો સદ્ઉપયોગ કરશો એજ મહદ અભ્યર્થના. અસ્તુ.

**લી. પ્રકાશક**
સત્ કૈવલ સાહેબ

# મહંત શ્રી સરજ્યુદાસજી
# ગુરૂશ્રી મોહનદાસજી



એકલ પ્રેમ પહોંચે નહી, જહાં જહાં જાય ફસાય,
જબ સતગુરૂપે ઉપજે, પ્રેમ અમુલ કહેવાય.

# સમર્પણ



## સહાદર સમર્પણ પ્રેમપુષ્પ

હમારા ગુરુવર્ય મહાન સકર્તા અદ્વૈત લક્ષ સિદ્ધાંતના પ્રાજ્ઞ
અનુભવી અને પ્રખર તત્વજ્ઞાની શ્રી મોહનદાસજી
મહારાજના આશિર્વાદથી પ્રાપ્ત થયેલું,
અગાધ અનુભવ વૃક્ષનું એક ગ્રંથરૂપી
પ્રેમ પુષ્પ અનેકવાર નમસ્કાર
કરીને તેમના પરમ પવિત્ર
ચરણ કમળમાં
સમર્પણ
કરૂ છું.

લિ.
આપના ચરણરજના અભિલાષી
**મહંત શ્રી સરજયુદાસજી ગુરુશ્રી મોહનદાસજી**
**સંત શ્રી નિર્મળદાસજી ગુરુશ્રી મોહનદાસજી**
ભગવાન કરુણાસાગરનું મંદિર, કરુણેશનગર સોસાયટી,
પુણા જકાતનાકા સર્કલ પાસે, કુંભાલ પાટીયા, સુરત.

*મહાન સમર્થ પરમ દયાળુ ભગવાન કરુણાસાગરને મારી અતિ નમ્રતા પૂર્વક વિજ્ઞપ્તિ કે તેઓ સંસારભરના સર્વ અંશોને સત્ય જ્ઞાન આપે.*

# અનુક્રમણીકા


| ક્રમ | નામ | પેઈજ નંબર |
|---|---|---|
| ૧ | મંગલાચરણ | ૧ |
| ૨ | પ્રભાત પદ | ૨ |
| ૩ | મંગળ પદ | ૭ |
| ૪ | રવેણી પદ | ૧૨ |
| ૫ | ખટ દરશન મત દેખાવન પદ | ૨૨ |
| ૬ | મહા પદ | ૨૯ |
| ૭ | કેરા પદ | ૩૩ |
| ૮ | આશાવરી પદ | ૩૫ |
| ૯ | પ્રબંધ પદ | ૪૪ |
| ૧૦ | કક્કો | ૫૬ |
| ૧૧ | ગુરુ-શિષ્ય સંવાદ | ૬૩ |
| ૧૨ | ચેતવણી | ૬૮ |
| ૧૩ | તબક | ૭૦ |
| ૧૪ | સાખીઓ | ૭૨ |
| ૧૫ | કૌતક | ૭૬ |
| ૧૬ | ચરકીડા પદ | ૭૯ |
| ૧૭ | હિંદોરા પદ | ૮૦ |
| ૧૮ | ચુંદડી પદ | ૮૨ |
| ૧૯ | વસંત પદ | ૮૨ |
| ૨૦ | હોળી પદ | ૮૪ |
| ૨૧ | ગરબી પદ | ૮૭ |
| ૨૨ | ખ્યાલ પદ | ૯૧ |
| ૨૩ | ધુન્ય પદ | ૯૪ |
| ૨૪ | મેવાડા પદ | ૯૫ |

## અનુક્રમણીકા


| ક્રમ | નામ | પેઈજ નંબર |
|---|---|---|
| ૨૫ | સારંગ પદ | ૯૬ |
| ૨૬ | હેલારી પદ | ૯૬ |
| ૨૭ | કદડા પદ | ૯૭ |
| ૨૮ | ખ્યાલ પદ | ૯૯ |
| ૨૯ | ક્ષાલ પદ | ૧૦૦ |
| ૩૦ | મંગલાચરણ (શ્રી નરવેદસાગર રચિત) | ૧૦૨ |
| ૩૧ | પ્રભાત પદ | ૧૦૩ |
| ૩૨ | મંગળ પદ | ૧૦૪ |
| ૩૩ | સક્રતપતિ પદ | ૧૦૮ |
| ૩૪ | ઢાળ ફેર પદ | ૧૨૧ |
| ૩૫ | વસંત પદ | ૧૨૪ |
| ૩૬ | કક્કો | ૧૩૧ |
| ૩૭ | માસ | ૧૪૮ |
| ૩૮ | તિથી | ૧૭૬ |
| ૩૯ | હજુરી પદ | ૧૭૯ |
| ૪૦ | હેલારી પદ | ૧૮૫ |
| ૪૧ | ગરબી પદ | ૧૯૧ |
| ૪૨ | પરમગુરૂ પદ | ૨૨૧ |
| ૪૩ | કાગળ | ૨૨૪ |
| ૪૪ | રેકતો | ૨૨૬ |
| ૪૫ | ખટ સંપત્તિ પદ | ૨૨૭ |
| ૪૬ | રવેણી પદ | ૨૨૭ |
| ૪૭ | પદ : રાગ-કનડો | ૨૨૮ |

# સંત શ્રી નિર્મળદાસજી
# ગુરૂશ્રી મોહનદાસજી



પ્રેમ નેમ પ્રીત્યે કરી, ધરો શ્રીમંત કુવેર શરન ;
નારણદાસ નિશ્ચે કહે, મીટે જનમને મરણ.

**જ્ઞાન સમ્પ્રદાય કાયમ પંથ પ્રણેતા, પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, સર્વજ્ઞ મહદ્ સુજાણ જાણ, કેવલ મોક્ષ દાતા, શ્રીમંત કુવેર પ્રભુ, ભગવાન કરૂણાસાગર, પંચમ સ્વસંવેદ પ્રગટકર્તા, પરમ દયાળુ, પરમ ગુરૂ, જગત જીવોને તારવાના પરમ હેતુથી, પોતાના સ્વમુખે રચિત, કેવલ જ્ઞાનમય**

## અતિ ઉગ્ર અનુભવ

# દિવ્ય વાણી વિલાસ

## ગ્રંથ (ભાગ-૧)

### મંગલાચરણ

(રાગ : છપૈયા છંદ)

ૐ પ્રથમ પ્રણામ ધામ જીનુ સકલ પરાપર;
સરલ જાકી શકત વ્યકત બ્રહ્માંડ સકલ ઘર. ૧
જય જય કૈવલ નાથ સનાતન સર્વ કિરતારન;
અખિલાનંદ અવિનાશ વિલાસીક વિવિધ વધારન. ૨
લોક ચતુર્દશ દ્વંદ ફંદ ફના કરન સધારન;
વિવિધ ભાત્ય ગુણ ગ્રંદ વૃંદ વિદ અલગ ઉદારન. ૩
અગણિત ઈંડ કટાક્ષ પાક્ષ વસુતમ પદ પરમ;
અલંગ સલંગ એક તાશ આશ કોહુ જાણે ન મરમ. ૪
હંસ નિવાસન ધામ ધણી તુમ પુરુષ પુરાતન;
નમો નમો નિરવાણ પ્રાણ પતિ સચર સમાસન. ૫
પ્રકૃતિ બીનું ધન્ય પુરૂષ પલકમે ખલક ઉપાસક;
આંન્ય ધામ પતિ દેવ યુગલ શકિત તન આશક. ૬
તબ દેવનકે દેવ સકલ શિર હો તુમ કેવલ;
સાક્ષીવંત સુત સલંગ પ્રૌઢ પદ પુરૂષ એકલમલ. ૭
જય કરુણામય કંથ અંત મધ્ય આદ્ય પરાપર;
હંસ રૂપ સ્તુતિ કુવેર નિજ ગ્રંથ કરન સ્વર. ૮

(દોહા)

મંગલા ચરણ પ્રથમ એહી,
ધરન સજન ઉર ધ્યાન;
અબ ગ્રંથન પ્રારંભહુ,
સુનહો સંત સુજાન. ૧
લોક અસંખ્ય ઉત્પન ગતી,
સપ્ત દ્વીપ સુર ધામ;
સો સબ ગ્રંથમે ભાખહુ,
વિવિધી ભાત્ય ગુણ ગ્રામ. ૨
સકલ અંગ ભિન્ન ભિન્ન ગતી;
અરથ બોધ શુભ સાર;
કહે કુવેર કરકે કહું,
સંશે હરન ભવ પાર. ૩

## પ્રભાત પદ

### પદ - ૧

મૂકયને કલ્પના જલ્પના મન તણી, તુજ વિન આંન્ય નહિ કોઈ દૂજો;
તિરથ વ્રત ને જોગ જગન જપ, તપ કરી માંગતો તહારૂ તું જો. મૂકયને. ૧
નિંદ્રાના સુપનમે રાજા ભિક્ષુક થયો, જાચવા આપને દ્વાર ઉભો,
સપનું સમાઈ ગયું જાગ્રત સુખ લહ્યું, જયમ હતું ત્યમ થયું આપ સુબો. મૂકયને. ૨
તમ પદ સાત્વિક સ્વરૂપ સ્વામીતણું, રજોગુણ રસબસ લુંબો ઝુંબો;
દ્વાદશ દ્વારનું સાર મંદિર રચ્યું, ઘટ ઘટ ખટરસ લેવા ચુંબો. મૂકયને. ૩
જીવ તું શિવ તું કાલ કિરતાર તું, કાલના કાલમે તોય બુજ્યો;
કહે કુવેર અજ્ઞાન અંધેર ટળે, ગુરુગમ દ્રષ્ટિએ મોય સુજ્યો. મૂકયને. ૪

## પદ - ૨

શું કહીએ જંતને ઓળખ્યા નહિ કંથને સેવ્યા નહિ સંતને માન મૂકી;
ભક્તિપદ મૂકિતની જુકિત જાણી નહિ, લંપટ નર તણી બુધ્ય ટુંકી. શું કહીયે.૧
અનેક વિગતે કથી સકલ શાસ્ત્ર મથી, વાણી પરમારથી નિગમ સાખી;
શઠને શિખામણ તોય લાગી નહિ, કહી કવિ પંડિત થાકયા ઋષિ. શું કહીયે.૨
નવ લહે મૂળગતિ રતિ પતિની મતિ, માયાનો સ્વારથી વરણ મુખી;
કહે કુવેર નિજ લક્ષ ભજન વિના, કોઈ નર જકતમે હોય ન સુખી. શું કહીયે.૩

## પદ - ૩

સંત કિરપા વિના સુક્રિત નવ સરે, દુષ્કિત જાય નહિ દેહ કેરૂ;
હરખ ને શોક સંતાપ અતિસંભવે, દંભવે દુરમતિ લોક હેરૂ. સંત કિરપા.૧
જીવપણું અતિ ઘણું યુગલ નરનારનું, અહંપદ આપનું દિર્ઘ દેહ હેરૂ;
ખબર નહિ જંતને તંતુના અંતની, સંચિત દ્રવ્ય કરે મેરૂં મેરૂં. સંત કિરપા.૨
ધરમ આગે ઘરે કરમ કંઠે કરે, પાપને નવ કહે આય નેરૂ;
સત્ કુવેર કહે મૂઢ કંઈ નવ લહે, પુન્ય તાંહાં પાપ નાં હોય ભેરૂ. સંત કિરપા.૩

## પદ - ૪

નિરખને નિરમળ દ્રષ્ટિએ નૂરને, બ્રહ્મનો ભાસ તે વિશ્વ માંહી;
સુરત નુરતે કરી ગુરુગમ ઉર ધરી, સાવ નિરંતર એક સાંઈ.
........ નિરખને. ૧
વાપી ને કુપ તડાગ નિરે ભર્યા, ચંદ્રને સુરજ તેજ તાંહી;
બહાર કિલાહાર કલોલ કિડા કરે, અચલ અડોલ આકાશ માંહી.
........ નિરખને. ૨
જીવને શિવ બાંધ્યા કર્મે કરી, ચૈતન એક તે વિશ્વ માંહી;
વિવિધિ વિગતે કર્યુ જે જેમ તેમ વર્યું, ભિન્ન ભિન્ન ભેદ તે ભાત માંહી.
....... નિરખને. ૩
ક્ષિતિ પાવક જલ પવન આકાશમાં, તેજમાં તત્ત્વ તું સાક્ષી માંહી;
સત્ કુવેર કહે તુજ વિલસી રહ્યો, તુજ વિના આંન્ય તે કાંઈ નાંહી.
........ નિરખને. ૪

## પદ - ૫

આદ્ય મધ્ય અંત કેવલ સર્વોપરી, તે હરિ હું વરી સત્ સોઈ;
કરમનો ભરમ તે મરમ સમઝે સમ્યો, જકત જંજાળની આળ ખોઈ.
........ આદ્ય મધ્ય. ૧

અંતઃકરણની ચતુર ચોરી રચી, વિપ્રગુરુ ધુન્ય મચી સમે વ્રતાઈ;
શબ્દ શરણાઈ ભવ ભાવ ભુંગળ બજી, શોક સંશે તજી હરખ હોઈ.
........ આદ્ય મધ્ય. ૨

મન વશ મિંઢળ લક્ષ દોરો મહી, પ્રેમ પિઠિ ચઢી અંગ મોઈ;
સત દઢ નેમ દો છેડલા ગાંઠીયા, સુરતિ સંધાણ વરમાળ પ્રોઈ.
........ આદ્ય મધ્ય. ૩

મનોરથ માંચી મમ હરિ બુજ બાજઠે, ઓહંગ ને સોહંગ મળ્યા હસ્ત દોઈ;
ઓહંગ ભુજ માહેરો સોહંગ હરિનો કર, અલખ ઈચ્છા વર ભાગ્ય મોઈ.
........ આદ્ય મધ્ય. ૪

બ્રહ્મ અગનિ જગ્યો ચિત ચોરી મધ્યે, સંકલ્પ શ્રીફળ હોમ હોઈ;
જ્ઞાન ને ધ્યાન વૈરાગ ભકિતપદ, મંગળ વરતીયાં ચાર ઓઈ.
........ આદ્ય મધ્ય. ૫

કરુણા કંસાર કરુણાકરે કર લીયો, વદન માહારે દીયો મદન ગોઈ;
શિષ સમરપણ વળી મેં કલવો લીયો, હરિ મુખમે દીયો લાજ લોઈ.
........ આદ્ય મધ્ય. ૬

ધર્મ અર્થ કામને મોક્ષ મુક્તિ વળી, ભામિનીઓ મળી અષ્ટ ઓઈ;
ગાવત ધોળ આનંદ અનુભવ અતિ, જતિ સતિ જનનું મન મોહી.
........ આદ્ય મધ્ય. ૭

પુરણ પરણી હરિ કારજ ગયું સરી, જનમ ને મરણની ખટક ખોઈ;
કહે કુવેર અવિચલ ગૃહે સુત્રનું, સુખ મુખસે જો કહી શકુ ન કોઈ.
........ આદ્ય મધ્ય. ૮

## પદ - ૬

કવન કારણ હવે યોગ જપ તપ કરૂ, ધ્યાન જેહનું ધરૂ તેજ પામી;
નિગમ કહે અગમ નિરાલંબ નિરગુણ પદ, સો સદ સતૂગુરુ રૂપ સ્વામી.
........... કવન. ૧

વેદ વેદાન્ત પુરાણ ખટ શાસ્ત્ર, વ્યાસ વિનતિ કરી થકીત હામી;
તેજ પરમેશ્વર પરમ પ્રગટ લહ્યો, નવ કહ્યો જાય અવિગત અનામી.
........... કવન. ૨

સનક સુખદેવ સિધ્ધ નારદ કપિલ દત્ત, કબિર સત પાયે જે પદ વિરામી;
સંત સરવ સાખ્ય સંજુકતભઈ મુકત મમ, દેશ ડંકો નહિ વાત છાની.
........... કવન. ૩

ચૈતન આપ ચિદ્ રૂપ ચિત્ સનમુખ, ઘસમસ્યો ઉર વસ્યો ગગન ગામી;
કહે કુવેર કિરપા નિધિ કૈવલ, સંગ છોડે નહિ સોહંગ કામી.
........... કવન. ૪

## પદ - ૭

કોટી જનમંત્રનું પુન્ય પ્રગટ હવુ, આજ અચરત નવું ભાગ્ય મહારે,
અનંત બ્રહ્માંડનું ભરણ પોષણ કરે, તે હરિ ઉર ધરે નેહ લહારે. .... કોટી. ૧
ત્રિગુણાતિત પદ દુર્લભ દેવને, શેષ વિરંચિ શિવ ધ્યાન ધારે;
અચ્યુત અવ્યકત વિવ્યકત તે વર્જીત, પ્રણવ પાણ્ય મમ કંઠ ડારે. .... કોટી. ૨
અંશ ઉછાહની ચાહ ભઈ કામની, ભામની ભાવ ધરી કરે વિહારે;
લેત આલિંગન પરસ પરમાત્મા, ત્રિયાતન પલપલ નવ વિસારે. .... કોટી. ૩
આપ અદ્વૈત રહી ધ્વેત સંગે રમે, વિશ્વ વિલાસમે વારે વારે;
નિજ અનુકરમનો મરમ જન જો લહે, ફરક કર્તા સદા જો વિચારે. .... કોટી. ૪
ભવજળ ભરમમે અંશ અનવેગતિ, આપ મે આપકો તરે ને તારે;
ડુબતે નરનકુ તિરે તારણવત, અલગ કર્તા વિના કો ઓધારે. .... કોટી. ૫
અવિગત અકલ કરતાર કરુણામયે, સતૂગુરુસે લહે સદ્ વિચારે;
કહે કુવેર ભવ ફેર ફારગત ભઈ, પરમ પદ મીલહી ભયો સકારે. .... કોટી. ૬

## પદ – ૮

સકલ વૈભવ તણું કારજ હવે સર્યું, સચ્ચિદાનંદ આનંદ વરતુ;
પિંડ બ્રહ્માંડનું સુત્રસમ શોધતાં, બોધતાં બુધ અઘાદ કરતુ.
........ સકલ. ૧

સ્થાવર જંગમ વિશ્વ ચરાચર, જડ ચૈતન સરતુ ને નરતુ;
વસ્તુ વિચારતાં વિવિધ વગ નવ રહ્યું, અખિલ ભવ અંશોનો આદ્ય ધરતુ.
........ સકલ. ૨

જીવ ને શિવ કૈવલ કારણ લહુ, પુન્ય ને પાપ અવતરતુ ને મરતુ;
સ્થાપ ઉથાપ મન વ્યાપ સમજે સમ્યો, જકત જંજાળ ઉર આળ ધરતુ.
........ સકલ. ૩

અંશ અસમિ અજભવ વિષે ભોગિયો, જોગીયો જતમત તેજ સ્વરતુ,
કહે કુવેર યાંહાં યુગલ અવિલોકતાં, હુ તહારી મોજને આદ્ય ધરતુ.
........ સકલ. ૪

## પદ – ૯

મોજ મે મસ્ત અલમસ્ત અનવે ફરૂ, દીન ઉર નવ ધરૂ ભિન્ન ભાગી;
અગમ અદ્વૈતમે દ્વૈત એકતા પણું, જ્ઞાન ગણતી તણુ ભાન ત્યાગી.
........ મોજ. ૧

વિશ્વ વિલાસ અતિહાસ અનવે ગતિ, રતિ પતિની મતિ પ્રેમ પાગી;
અંતઃકરણ ગુણ ઈંદ્રી એકાદશ, સહિત પ્રકૃત મમ વ્રહીત જાગી.
........ મોજ. ૨

કીટ પતંગ અજ વિષ્નુ એકી વગે, વસ્તુ જોતાં ઉદે અસ્ત આગી;
શિવ શકિત પુનિ શેષ સત ઈશ્વર, પુષ્ટિ પ્રકૃત ભઈ પ્રત પાગી.
........ મોજ. ૩

વેષ વિચિત્ર બહુ ભાત વિવિધી વિધ, લક્ષ જોતાં નહી પક્ષ રાગી;
સ્વે સર્વજ્ઞ તંન અહંગ અનભે જગી, દ્વેષ દુતીયો દઘી સ્વેત જાગી.
........ મોજ. ૪

એકોહંગ વ્યાપિ દુતિ નાસ્તિ ક્ષ્ને કહ્યું, ઈશ પદ શું રહ્યું જુવોને જાગી;
કહેં કુવેર સર્વ સાર સિદ્ધાન્ત એ, નિજપતિ પરમ શુદ્ધ કોહુ ન લાગી.
........ મોજ. ૫

## પદ - ૧૦

ભરમ તજી ભાવ ધરો ભુરચાં માનવી, જાંનવી ગુરુ લક્ષે જ્ઞાન ઝીલો;
જ્ઞાન ગંગા તણું પરસતાં પારખું, અહંગ ઉદ્યોગ અઘ ભરમ ભૂલો.
........ ભરમ. ૧

કામ ને ક્રોધ મન વ્રોધ અહંકાર મદ, સો સદ પરહરી પ્રેમ પિલો;
રાત દિન રસબસ એકતા અનુસરો, ધ્યાન હરદે ધરો માન મેલો.
........ ભરમ. ૨

નિજપતિ પરમ પરપંચની પર સદા, રચ મદા તે સદા રહે એકીલો;
અલખ અમાપ લખ માપ મમતા ધરી, અખિલ ચહુ અંશ થઈ ખલક ખિલ્યો.
........ ભરમ. ૩

સકલ સિદ્ધાન્તનું સાર સંતો કને, પ્રિછવા પ્રેર ત્હાં મન મહેલો;
પરમ અરથી સદા સંત અમી અરણવ, પ્રણવ પુરુષ પરશાવે વહેલો.
........ ભરમ. ૪

આપ નિજ અંશ કિરતારનો લક્ષ જે, સત્ગુરુ અરથ દે તર્ત સહેલો;
કહે કુવેર જંજાળ જન-તુ ટળે, જઈ મળે જાંહાં હુતો પુરવ પહેલો.
........ ભરમ. ૫

# મંગળ પદ

## પદ - ૧

શુદ્ધ સત્ગુરુ શબ્દ વિચાર, જાહેર મન માહેરા,
જોને અહંગ આપ નિજરૂપ, અનુપમ તાહેરા. .... ૧
સ્વામી અવિગત આપ અવ્યકત, શક્તિ જેહેની સર્વમે;
અવિનાશી અકળ અરૂપ, આવે નહિ ગર્ભમેં. .... ૨
ભિન્ના ભિન્ન દીસે જીનું અંશ, તંતુના ભેદમે
ઘાટ નિમિત મૃત્યુની માંય, આવે નહિ છેદમે. .... ૩
રવિચંદ્ર દ્રષ્ટાન્તને જોય, પ્રતિબિંબ ભંડિતા;
નિરપાત્ર ઉભયે વિલસાય, જોત્ય નહિ ખંડિતા. .... ૪
જેની ઉતપત પરલે નહિ નાશ, વાસ અવિકાસ હે;
તે તો જેમનો જેમ સદાય, સ્વે પરકાશ હે. .... ૫
સહેજાનંદ આનંદ અબંધ, પુરાતન રહ્યો જથા;
સત કુવેર દરસે સોય, મિટયા સર્વે મનમતા. .... ૬

## પદ - ૨

મન મંગળ આનંદ રૂપ, ભયા તબ જાણહી;
જેનો શબ્દ વિવેક વિચાર, સંત પરમાણહી. ....૧
જેને પાંચ પચીસ પરાસ, આસ ઉલટી કરી;
તેને રોમ રોમ રરંકાર, રટત હે હરિ હરિ. .... ૨
જેને બોલત હી બુદ્ધિ હોય, શુદ્ધિ સામા જીવકુ;
તેને પ્રગટે ઉર અહંમેવ, લેવાને પિવકુ. .... ૩
જેની વાણી તણો વિસ્તાર, અલક્ષના લક્ષની;
છુટે જીવ શિવ સંશે ભ્રાન્ત, કે પક્ષા પક્ષની. .... ૪
જેને અનુભવ આઠે પહોર, ખોજ પદ પરમની;
તેને વ્યાપિ શકે નહિ કાંય, કલપના કરમની. .... ૫
જેને મન બુદ્ધ ચિત્ત અહંકાર, ચાર અંતઃકરણ;
તેથી નિરવર્તા નિજદાસ, આશ હરિકે શરણ. .... ૬
પરમાનંદ આનંદને જોઈ, બુદ્ધિ સર્વ વિસરી;
ભઈ સુરત નુરત એકતાર, કુવેર નવ નિસરી. .... ૭

## પદ - ૩

પરમાનંદ સાગર સોય, સદા લગી ઝીલીયે;
સુધા અમૃત પે અતિસાર, પિવાય તેમ પીલીયે. .... ૧
જેના અણુને સોમે ભાગ, નવે નિધ્ય સિધ્યને;
નવ પહોંચે સુરેસ લગાર, કવે કો વિદને. .... ૨
જેના ચિતવનમે જુગ ચાર, સાર કીલા કરે;
સમે ચિતવન ચારૂ મહાંય, કાંય નવ ઉગરે. .... ૩
જેના રોમ તણો પરકાશ, વાસ સુખ રહ્યો સગે;
જેમાં વર્તે ચૌદેઈ લોક, સુરિનર અજ લગે. .... ૪
કોટી રવિ શશિ તેજ ઉદ્યોત, શોભા નક્ષની સહી;
સ્વામી અપરમપાર અલેખ, અલપ ઉપમા કહી. .... ૫
જેહનો વાર પાર નહી અંત, સંત સરવે કહે;
સત્ કુવેર અલ્પ મતિ જીવ, મહિમા તે શું લહે. .... ૬

## પદ – ૪

એવા સાહેબ પામવા સાર, સંતોને સેવીયે;
ન સરે કારજ કિંચિત એક, પૂજા ફળ દેવીયે. .... ૧
ગુરુ જ્ઞાન ધ્યાન અવિલાન, અહોનિશ કીજીયે;
આઠે પહોર અંગ ઉમંગ, પરમ રસ પીજીયે. .... ૨
તેને નવ રહે જીવ જંજાળ, પાલ મનને વિષે;
નવ વ્યાપે રાગ ને દ્વેષ, રહે સત્‌ગુરુ પખે. .... ૩
તેનું સમરણ શુદ્ધ વિચાર, સંત નિશ્ચય કર્યા;
કોટી વિષ્ણુ અનંત અપાર, એહી વિધિ ઓધર્યા. .... ૪
એવી સાખ્ય સકલની જોઈ, મોઈ દ્રઢતા ભઈ;
સત કુવેર ગુરુના ચરણ, છોડી નવ જાય કહી. .... ૫

## પદ – ૫

ખોજો ગુરુગમ વારમવાર, સાર સુખ પામવા;
રાખો ઉર અંતર અહંમેવ, ભવ દુઃખ વામવા. .... ૧
શિખ સહસ્ત્ર જનમની હોય, હરિ તે માંગતિ;
તેને પ્રગટે વ્રેહે વૈરાગ, આવે શુદ્ધ ગુરુ ગતિ. .... ૨
જેને અજપદ ને કૈલાસ, વાસ મન નવ છકે;
સુખ ચૌદ લોકનું જેહ, તૃણાવત કરી લખે. .... ૩
તેની બુદ્ધિ વેગ બલીહાર, જાહેર થઈ ઝુઝવે;
જેના જ્ઞાન ખડગનો ઘાવ, કોઈ નવ રૂઝવે. .... ૪
જ્ઞાન ખડગ ઘાવની પિર, ધિર કોઈ નવ ધરે;
સત કુવેર ગુરુ પરતાપ, શબ્દ સનમુખ લરે. .... ૫

## પદ – ૬

લાગી જ્ઞાન શબ્દકી ચોટ, ઓટ કીસકી ગ્રહુ;
તોડી અજ્ઞાન આવ્રણ ઢાલ, જીવતો કેમ રહુ. .... ૧

સંગી માર્યા પાંચ પચીસ, શિષ સબ ખેદિયા;
કાયા નગરની મહાંય, અમલ ગુરુકા ભેદિયા. .... ૨
કિની દશ દરવાજે સહાય, જાય ચોકી બેસવા;
કામ ક્રોધ લોભ મદ ચોર, દેવે નહી પેસવા. .... ૩
કિની કબજે ચારૂ વરણ, અમલ આપકો કર્યો;
હાર્યો કાયા નગરનો રાય, ગુરુ ચરણે પર્યો. .... ૪
એવી નિષ્ઠા નમણતા જોઈ, ગુરુરાય રિઝીયા;
કરી કરુણા કુવેર શિર હાથ, ફેરી રાજ દીજીયા. .... ૫

## પદ – ૭

શુદ્ધ સમજ વિવેક વજીર, ધિર જોઈ આપીયો;
કર્યો કુબુદ્ધિ ઉચાકર જેહ, આગે હુતો પાપીયો. .... ૧
દીયો દયા જાણીને દયાળ, ધરમ કોટવાળકું ;
કિયો કામ કરાવન એહ, નગર રખવાળકું. .... ૨
શિલ સહેજ સંતોષ ને સત્વ, શ્યામના સંઘના;
દીના પલંગ પટાવત ચાર, આપના અંગના. .... ૩
કિનો સનમાન શુદ્ધ શાહુકાર, કાર નાણા તણો;
જોયે ખરચવા વાપરવા જેહે, દ્રવ્ય આપે ઘણો. .... ૪
સૌ શહેર કર્યું સુખરાજ, નવે નિધ્ય સિધ્યમે;
તબ ફર ગઈ સત્ દુવાઈ, રાય રસ રિધ્યમે. .... ૫
કિનો અમલ અનેરો આપ, કામ સબ કે જમે;
સત કુવેર આત્મ આપ રાય, સુતા સુખ સહેજ મે. .... ૬

## પદ – ૮

જેહને ઈંગલા પિંગલા નાર, સુક્ષ્મણા શાહને;
ઢોળે વ્રેહે વિંઝણીયે વાય, સ્વામી સુખદાયને. .... ૧
ચોથી સુરતિ સોહાગણ જેહ, નેહ કરે નાથશુ;
ધરી તન મન જીવન પ્રાણ, તાળી લે હાથ શું. .... ૨

નેક નુરત લગાવે નેન, બેન રસ રિદ્ધનાં;
કરે પલક પલક પિયુ પ્રેમ, પોતાની જીત્યનાં. .... ૩
સુધ્ય વરતિ સોહાગણ નાર, પ્યાર પિયુને ઘણી;
લહે હેલ્લા માત્રની માંહાંય, હરિનું મન હણી. .... ૪
બુદ્ધિ શુદ્ધિ નીધિ સરવે લેઈ, પૂજાને કારણે,
લાવે નિત્ય પ્રતિ વારમવાર, ધરી મન ધારણે. .... ૫
ભક્તિ મૂક્તિ જુક્તિની જાણ, પાણ્ય જોડીને રહી;
કરે સેવા સ્વામિની સદાય, નાર દશધા સહી. .... ૬
સિદ્ધિ ખટદશ પંચને દોય, દીશે એની દાસીઓ;
નિધિ પંચ ચતુરધા સોય, સેવાને ખાસીયો. .... ૭
મળી સર્વ સુલક્ષણા નાર, વિહાર હરિશું કરે;
કહે કુવેર આત્મ અણલિંગ, રંગથી રહે પરે. .... ૮

## પદ – ૯

રંગ અંગ આત્મની સંગ, કહુ દ્રષ્ટાન્તસે;
દેખી વરૂણ શીતળ વિધિ હોય, દ્રષ્ટ સુર ક્રાંતસે. .... ૧
સાખ્ય આંન્ય બતાવુ સોય, સંશે સરવ નિસરે;
નવ રહે અંતર એક લગાર, સમઝ શુદ્ધિ પરે. .... ૨
રાખી ચમક પટંતરે કાચ, લોહા પુતળી ધરી;
નહિ ચમકને ચિતવન કાંય, ચૈતન થઈ પરવરી. .... ૩
જઈ ખાપ રહી ખટકાય, સાંઈ ભેટયો નહિ;
ધાતુ પુતળી રૂપ રંગ સહિત, રહી અહીંની અહી. .... ૪
કાચ ચમક બીચે ફરે પાણ્ય, આણ્ય પલમે પરે;
છોડી કાચ કામની તાય, કાંય લટકાં કરે. .... ૫
દેખી ચમક ચપળતા નાર, પ્યાર પિયુનો સહી;
એનો સનેહ શિરોમણી સાર, ચમકને ચિતવન નહી. .... ૬
સ્વામી સમ્યક રહ્યો સમતોલ, ઓલ મન માયને;
નિચે વર્તે સહુ સંસાર, સામ્રથની સહાયને. .... ૭

ઘાટ નિમિત મૃત્યુ કરે કાળ, પાલ પલમે પરે;
તાતે વૃદ્ધિ પામે સંસાર, મરે ને અવતરે. .... ૮
નવ મંગળ નવ નિધિ જ્ઞાન, ધ્યાન હરદે ધરે;
ઉત્કૃષ્ટપણે પતિ પાય, કુવેર જે પરમ પરે. .... ૯

## રવેણી પદ

### પદ - ૧

### (રાગ રામાયણનો)

પુરણ ભાગ્ય મનુષા તનુ પાયા, જાકુ ઈચ્છત સૂરિનર દેવ રાયા.
ચાર ખાણ ચોરાસી ફેરી, ઘટ ઘટ ગ્રભ વાસના ઘેરી. ..... ૧
બહોત જતન એહી અવસર આયા, સોહી મૂરખ સારા જનમ ગુમાયા.
ભાગ્ય વિના ભગવંત ન જાણ્યા, નિંદ્રા સુપન સુખ સત કરી માન્યા. ..... ૨
હરિ ગુરુ સંતની સેવા ન ઠાની, સૂત વિત દારાસું મન પ્રિતી આની.
ગ્રથ ભંડાર ઘોડા ને હાથી, તામે નહિ કોઈ સંગ ને સાથી. ..... ૩
અંતકાળે જાવું કર ઝારી, સંગ ચલે ન કોઉ તેરી લહારી.
તાતે સમજ સમજ મન મેરા, આ જુગમે હેજુ નહી કોઈ તેરા. ..... ૪
વારમવાર ખોજો ઘટ માંહી, આદ્ય અંત મધ્ય સાચા સાંઈ
કહે કુવેર સત્‌ગુરુ બલિહારી, ઠાડી બાંય સો કહત પોકારી. ..... ૫

(સાખી)

સત્‌ગુરુ દાતા મોક્ષકા, જાહેર જુગમાં જાણ્ય;
શરણ ગયે જે જે જન, પાયે પદ નિરવાણ્ય. .... ૧
બોધ અગાધ ટહંકાર કરી, જુગ શું કહે જરૂર;
સત્ કુવેર ઉર જો લખે, તા શું હરિ હજુર. .... ૨

## પદ - ૨

સત્ગુરુ ચરણ શરણ લહે લાગી, પાંચ પચીસ પ્રકૃતિને ત્યાગી.
આશા તૃષ્ણા દો વિકટ વિરોધી, હરખ શોક મોહ કરત ઉપાધી. ..... ૧
સોહી સકલ સબ ગુરુ ગમ જીત્યા, કરત રહ્યા તબ કામ અનિત્યા.
જ્ઞાન ખડગ ગુરુ કે મત લિના, શત્રુ સકલ એકુ રહેન ન દિના. ..... ૨
ખોજ ખોજ સબ ઘાહેલ કીના, ઉઠી શકે નાં એકુ આતમ વિના.
દુરમતિ દ્વેષ ટેક સબ ખોઈ, અંતરગત આતમને જોઈ. ..... ૩
કાલ ક્રોધ મદ દીના ડંડા, અનભે રાજ અમલ નવ ખંડા.
ઘાતા ધ્યાન માન સબ લોપ્યા, સત્ કૈવલકા ઝંડા રોપ્યા. ..... ૪
કહે કુવેર લીયા ગઢ વંકા, મિટી કાળ ઝાળકી શંકા.

(સાખી)

કાલ ડરપ કાયા લગે, નામ રૂપ ગુણ ગ્રાજ;
ઉબરે હમ ચૈતનવત્, કુવેર કાલ શિરતાજ. .....૧
હમ કાલનકે કાલહી, અવ્યાકૃત શિર ઈશ;
કહે કુવેર કૈવલ પદ, સો ગાજત મમ શીષ. .....૨

## પદ - ૩

સત્ગુરુ શબ્દ સકલ વિધિ જાણે, કર્તાકી ગતિ સોહી પરમાણે.
અનભે જ્ઞાન ધ્યાન લેહે લાગી, સત સંગત સદા મન અનુરાગી. ..... ૧
આપા રહિત બાણી વિધિ બોલે, પર ઉપકાર જગતમાં ડોલે.
દશ ઈંદ્રિ મન સહિત દેખાવે, કામ પરે એકુ અરથ ન આવે. ..... ૨
જેસે રજ્જુ અગનમે જરાઈ, બટક સહિત પુનિ દ્રષ્ટ દેખાઈ.
નખશિખ સકલ દિસે બિન જરહી, બંધન બાંધત પરખા પરહી. ..... ૩
જીવન મૂકત યેસે કર દેખો, દગ્ધ જેવરી દષ્ટાન્તને પેખો.
હલણ ચલણ સબ જકત સરેખા, અંતર અવિગત રહત અપેખા. ..... ૪
આઠે પહોર આતમ અનુરાગી, સહેજ સ્વરૂપમે સુરતા લાગી.
સત્ કુવેર ડગે નહિ કોઈ, જીવન મુકત જોગેશ્વર સોઈ. ..... ૫

(સાખી)

ચિતવન નિજ ચૈતનતણું, ગુણાતિત ગુલતાન;
લક્ષમતે નિશદિન રહી, કરત કુવેર અવિલાન. .....૧
સ્થુલ સૂક્ષ્મ કારણ કહીએ, મહાકારણ જે દેહ;
જીવન મુક્ત તે વરજીત, છતે પિંડ વિદેહ. .....૨

## પદ – ૪

સંત વિજોગ જોગ કોઈ ઠાને, તાકી પ્રતિત કરતા નવ માને.
દશ ઈંદ્રિ દમિ સમિર સમાવે, વંકનાળ ચઢી સૂન્ય બસાવે. ........ ૧
કાલ અજીત જીત કર બેઠા, અનભે ઘરમે જઈને પેઠા.
અનહદ નાદ ઝલકે જ્યોતિ, રૂમઝુમ રૂમઝુમ બરખે મોતિ. ........ ૨
સ્વે પ્રકાશ ઉદ્યોત ઉજેશા, મૃત્યુ ન વ્યાપે અમર દેશા.
એસો સુખ સદાય સરાવે, જોગી જોગ જાુગત સબ ગાવે. ........ ૩
ગુરુ કિરપા વિના કૈવલ ન ભાસે, સત્ કુવેર તાતે ગુરૂ અભ્યાસે.

(સાખી)

ગુરૂ મેરા ચૈતન ચિદ્દ, આયેહુ મનુતન ધાર;
જનમ મરણ ભય ભવતણો, સંશે દિયો નિવાર. .....૧
ભવ તારણકે કારણે, કરતા ભયે સકાય;
કુવેર અનુભવ જ્ઞાનસે, દિના અલખ લખાય. .....૨

## પદ – ૫

ગુરુ પરતાપ આપ સબ ખોજા, એહી તન પાની પવનકા મોજા.
ત્રિતિયો તેજ તત્વ ઝલકાઈ, ભોમી ભંડમે લહેર સમાઈ. ........ ૧
વ્યોમ પંચમો આદ્ય કહાવે, ચારૂ તત્વ બીચ સહેજ સોહાવે.
પંચતત્વ મિલકે મઠ ખાસા, તા મધ્યે આત્મકા ભાસા. ........ ૨
જ્યૌ દિપક મંદિર મધ્ય જ્યોતિ, ઘટ ભિતર યૌ આત્મ ઉદ્યોતિ.
રોમ રોમ રરંકાર ઉજેસા, આસપાસ દશ દ્વાર સુરેશા. ........ ૩

મૂળ ચક્ર ગણપતિકા વાસા, મળ ઝાડત દ્વાર કરત ખુલાસા.
દુજે દ્વાર કમળ સુત ઠાન્યા, વ્રિજ અસુત અપ તજત વિજ્ઞાના. ........ ૪
ત્રિતિયો દ્વાર બંધ જે નાભિ, સકલ જાપકે વિષ્ણુ જબાપિ.
હરદે નિરંજન જ્ઞાન દ્રઢાવે, શ્વાસ સકલકો ઘાટ ઘડાવે. ........ ૫
કંઠ સ્થાન શિવ સુખકારી, બાણી અરૂપકી રૂપ ઉચ્ચારી.
વરૂણ અનલ અવિકાસ કે વાસી, શબ્દ ઉચ્ચારે સકલ રસ પ્રાસી. ........ ૬
ગ્રાહક દ્વારે રહે અશ્વિનિકુમારા, સ્વાદ પહોંચાવે સુગંધીકા સારા.
ચંદ્ર સુરજ દગ દ્વાર રહાવે, સકલ રૂપકો નિરૂપ લખાવે. ........ ૭
કરણવાસો દિગપાલહી દેવા, શબ્દ સકલકો પહોંચાવત ભેવા.
એ દશ દેવ સેવકુ ઠાના, મધ્યે આપ આત્મ ભગવાના. ........ ૮
મન બુધ ચિત્ત અહંકાર હજુરી, તાકે આગે કરત મજુરી.
પાંચ પચીસ સંગે પટરાની, સોહી સકલ જાકી કરત ગુલાની. ........ ૯
એ સબ રૈયત રાયકુ છાજે, શૂન્ય સિંઘાસન આત્મ બિરાજે.
સકલ દેવકે શિર પર સાંઈ, તુરિયાતિત અલખ લક્ષ જાંઈ. ........ ૧૦
ઝલમલ જ્યોત ઉદ્યોત અપારા, અનહદ નાદ હોત ઝનકારા.
સુરત નિરત સોહાગણ થાકી, નિરખત રૂપ શોભા ઘર વાકી. ........ ૧૧
નિગમ ચાર બરનન કરી હારે, ઓમકાર શકિત જાકે દ્વારે.
કોટિ શશિ સુર તેજ લયે તાંહી આરતિ ઉતારે શ્વસંવેદ જાંહી ........ ૧૨
એહી વિધિ રાજ કરત સુખકારી, ખંડ અનંત બ્રહ્માંડ વિસ્તારી.
કીટ પતંગ બ્રહ્મા લગે વ્યાપિ, શૂન્ય સનાતન આદ્ય અદ્યાપિ. ........ ૧૩
સત કુવેર સોઈ પદ ચિન્યા, આવા ગવન તે ભયા હે નચીંના. ........ ૧૪

(સાખી)

લોક ચૌદ વિવિધિ વિધ, આપ આપને સ્થાન;
કરત અહોનિશ ખુશામત, ચૈતનસુ અવિલાન. .....૧
સો ચૈતન પરમાત્મા, સકલ ચરાચર વ્યાપ;
કહે કુવેર દરશ્યા જબી, ગુરુમુખ જ્ઞાન પ્રતાપ. .....૨

## પદ – ૬

આદ્ય પુરુષ અગમકી બાની, જાની શકે કોઈ વિરલા જ્ઞાની.
ખટ દરશન મત પુરાણ અઢારા, નામ રૂપ લગે કરત વિસ્તારા. ........ ૧
નિગમ ચાર પોકારત નેતિ, પચાસ કરોડ દ્રિગનકી રેતિ.
સાત સાહેર જાકુ પરસ પરેસા, ચેહેન રટત થકીત ભયે શેષા. ........ ૨
તેત્રિસ ક્રોડ ને નવ લખ તારા, અર્ક અનેક એક રોમ ઉજીયારા.
વ્યોમ સકલ અવિકાસમે વાસા, શકિત સહિત ઉદરમે ઉપાસા. ........ ૩
બ્રહ્મા વિષ્નુ માહેશ્વર દેવા, દેવકી સંગે જગત કી હેવા.
અદ્‌ભૂત મૂરત સુરત જહાં હારી, શકે નહિ કોઈ બાની ઉચ્ચારી. ........ ૪
અકલ અરૂપ રૂપ નહીં રંગા, થાયે નહિ સ્થાપ સ્વરૂપ નિસંગા.
પંચતત્વકા નહિ પરવેશા, બીન શશિ સુર તેજ ઉજેશા. ........ ૫
બીન તન ચેહેન નેન બીન દેખ્યા, અપરમપાર અવિગત પેખ્યા.
કહે કુવેર એહી પદ હે અઘાદા, વેદ ભેદ એક શબ્દ કે આદા. ........ ૬

(સાખી)

વેદ કતેબ ન જાણહી, વા ઘરકો અભિપ્રાય;
ગુણ તિનું સુરલોક લ્યૌ, મુનિજન મરમ ન પાય. .....૧
મહા મત જ્ઞાન અઘાદ હે, જાકો આદ્ય ન અંત;
કહે કુવેર ગતિ લહત હે, કોઈ કોઈ વિરલા સંત. .....૨

## પદ – ૭

પંડિત પુરાણી તમો સબ કછુ જાનો, તો સત શબ્દકુ સ્થિર કરી ઠાનો.
જીવ શિવ વેદ કથા પરમાનો, કર્મ ધર્મકુ સત્ કરી માનો. ........ ૧
ઉત્તમ કર્મ સરસ કરી સેખા, મધ્યમ કર્મકા કરત ઉવેખા.
તાકા ભેદ બતાવું મોઈ, ઉત્તમ મધ્યમ કરમકા દોઈ. ........ ૨
સુવર્ણ શલ્યા ઉત્તમ કરમ જાણો, પાષાણ શલ્યા મધ્યમ પરમાણો.
તાકુ કંઠે બાંધો મત કોઈ, જળ ન તારત ડુબાવત દોઈ. ........ ૩

કરમ ધરમ તે પરમ પદ ન્યારા, સોઈ જાણત કોઈ જાણનહારા.
પૃથ્વી પાવક પવન જળ ન હતા, તા દિન કર્મ ધર્મ કહ્યાં હતા. ........ ૪
ચંદ્ર સુર પ્રકાશ ન જાંહી, બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર નાંહી.
તા દિન જીવ શિવકા કાંહાં વાસા, નિશ્ચે બતાવો મોહી કરી પ્રકાશા. ........ ૫
રૂપ રંગ રેખા કછુ નાંહી, જીવ શિવ લીન ભયે કીન માંહી.
તા દિનકી મોહી કહો સમઝાઈ, કોણ સ્વરૂપ રહે રઘુરાઈ. ........ ૬
સોઈ સ્વરૂપ ચેહેન ચિત્ત લાવો, કર્મ ધર્મકા ભરમ નસાવો.
તબ જાણું પંડિત પરમાના, જા ઘટ પ્રગટે એસા નિજ જ્ઞાના. ........ ૭
પંડિત સો જો પુરાણી બતાવે, જુગમે ભયે સો તો સબ કોઈ ગાવે.
કરમ ધરમકા દિપક બુઝાવે, આત્મા અરક ઉજેસકુ પાવે. ........ ૮
સો પંડિત જે પદસે નવ ડોલે, તત્વ સાંખ્ય વિના અન્ય ન બોલે.
કહે કુવેર અગમ લેહે લાયા, ગુરુ પરતાપ પરમ પદ પાયા. ........ ૯

(સાખી)

પંચ તત્ત્વ ઓર ગુણ નહિ, અવ્યાકૃત નહિ જોત્ય;
વા દિન કર્તા જો હતા, સો નહિ લખીયા દોત. .....૧
તેહી કર્તા પહેચાન હો, તો નિજ જ્ઞાન પ્રમાણ;
નહિ તો પંડિત પચી મરો, પઢી પઢી વેદ પુરાણ. .....૨

## પદ – ૮

જકત સકલ જુઠે પ્રતિ આયા, કર્તાકી ગતિ કોઈ નવ પાયા.
ભૈરવ ભૂત પ્રેતકુ પૂંજે, આત્મ તત્વકુ કોઈ નવ બૂઝે. ...... ૧
પાષાણકી એક પુતળી બનાઈ, પંચ મિલકે શક્તિ ઠરાઈ.
ધૂપ દીપ નૈવેદ ધરાવે, બિન ચૈતન કહો કેસેહી પાવે. ...... ૨
વારમવાર આરતિ ઉતારે, ફલ ઈચ્છા અંતર ઉર ધારે.
શલ્યા શક્તિ બોલે નહિ કોઈ, અંધ નિરંધકી ફૂટી દોઈ. ...... ૩
ચૈતન આપ અચેતકુ ધાવે, વેદ વિધિમાં સબ જુગ ભરમાવે.
દેવી દેવલકો કર્તા પોતે, જ્ઞાન ન બૂઝે બીન આત્મ ઉદ્યોતે. ...... ૪

શક્તિસે મુક્તિ કહો કીન પાઈ, પિપા સાખ્ય દેખો તુમ જાઈ.
ખાન પાન સુખ દેહી ડેહેકાવે, અંતકાળકુ નરક લેઈ જાવે. ...... ૫
જેસે કસાઈ પશુકુ પાળે, હરિયા ચારા આંન્ય ચરાલે.
પશુ જાણત એહી પતિ મેરા, શિર કાટત નવ લાગત બેરા. ...... ૬
શક્તિ સેવાકો એહી ફલ જાણો, અજા દ્રષ્ટાન્તને સત્ કરી માનો.
તાતે તું સેવા છાંડ અનીતિ, નિરગુણ સંતસુ કરી લેને પ્રીતિ. ...... ૭
ભક્તિ વિના ભગવંત નવ રીઝે, સાચ વિના સાહેબ ન ધીજે.
ધન્ય ભાગ્ય જો સત્ગુરુ પાવે, તારક મંત્ર કહાનમાં સૂનાવે. ...... ૮
તબ અંતર હોવે ઉજીયારા, ખોલે જ્ઞાન કપાટકા તારા.
કર્તા અંશ તનું સબ ઘટ દરશે, નિરમલ દૃષ્ટ રહિત ભવ ભરસે. ...... ૯
સ્થાવર જંગમ જળ થળ જાહી, અંશ અજાત અખિલ ભિન્ન માંહી.
તબ શલ્યા સબ સહીત અકામા, બીન ચૈતન જડ જગ અભી રામા. ...... ૧૦
ચૈતન સહીત અચરચર જેતા, વિશ્વ વિલાસ સકલ ભવ ખેતા.
જેહી ભવ ખેત રહીત બીન અંશુ, પરલેકાળ હવિત નિરવંશુ. ...... ૧૧
નિજ ચૈતન હરિ અંશ અનાદી, આદ્ય અંત મધ્ય સચલ સનાદી.
તેહી આપનું નિજ આપ અખરહી, યાહી તે સકલ ભીંન તંત વિખરહી. ...... ૧૨
એહી ક્ષર અક્ષર પર નિજ કરતા, અલગ થકા ઉપજાવન હરતા.
તેહી કરતા ઓરૂ આપનું સોઈ, અરસ પરસ એકતા જીનું હોઈ. ...... ૧૩
તેહી કરવાવન હમ નિજ હંસા, પરમ વિશેષ પતિનકે અંશા.
અંશ ઉબાર કરન ભવ આયે, સત્ કુવેર ધરી તન દરશાયે. ......૧૪

(સાખી)

ભિન્ન ભિન્ન સકલ ભવ, અંશ સજાત સુવસ્ત;
કહે કુવેર પુરણ પદે, ઉદે નહી જાંહાં અસ્ત. .....૧
ઉદે અસ્ત જ્યાંહાં લ્યૌ લગે, માપ થાપ ગુણ જ્ઞાન;
કહે કુવેર કારણ નિધે, જોતાં નહિ પદ આંન. .....૨

## પદ – ૯

સંત સકલ કે ધરી ચિત્ત ચરણુ, બ્રહ્મવિલાસ ઉપાસકુ બરણુ.
અદ્વૈત બ્રહ્મ અખંડ અલેખા, અરૂપ તે રૂપ નિરંજન લેખા. .......૧
પુરુષ નિરંજન આદ્ય કહાયા, તાતે અંજન પ્રકટી માયા.
મહંમાયા બલ અકલ અનેરા, પંચ તત્વ તાતે ભયે ચેરા. .......૨
આગ્યે સુન્ય મુન્ય તે પવનાં, પવનતે પ્રગટી અગન તેજ રવનાં
તેજતે તોય અપતે અવનિ, જા પર કરવા સ્થિતી વિશ્વ સર્વની. .......૩
એહી વિધિ પંચુતત્વ પસારી, ત્રિગુણ રૂપ લિયો તબ નારી.
તમ પદ સાત્વિક રાજસ બ્રહ્મા, નિગમ ચાર બંધે કર્મ ધર્મા. .......૪
અબ વરણું મેં સૃષ્ટ સુરેસા, આગે સ્થાપન મૂળ ગણેશા.
તાપર શેષ સહસ્ત્ર મૂખ રાજે, તાકે ઈશ વિષ્ણુ શિર છાજે. .......૫
ચોથા દેવ વિરંચી વિચારો, ઘાટ સકલકો બાંધે ધારો.
પંચમા શિવ ધ્યાનકે ધાતા, દ્રઢ આસન સદા મદમાતા. .......૬
કાળ જાળ વ્યાપે નહિ જયાંહી, મહા વિષ્ણુ તાકે શિર સાંઈ.
સુન્ય સિંઘાસન આસન ઠાના, રહત સદા જાંહાં બાસ વિજ્ઞાના. .......૭
મહાનિધિ તાપર પરમાણો, તાકે કરતા નિરંજન જાણો.
એ અષ્ટ દેવ સૃષ્ટિકા કહાવે, જહાં જાકી પ્રતિત ત્હાં તાકુ ગાવે. .......૮
તેત્રીસ ક્રોડ ઈષ્ટકે અંશા, બ્રાહ્મણ શુદ્ર ક્ષત્રિ વંશા.
કીટ પતંગ વિહંગ વિલાસા, તરૂવર ભાર અઢાર ઉપાસા. .......૯
એ સર્વ સૃષ્ટિ સકલકે ચિંન, જીવ ચોરાસી ભિન્ના ભિન્ન.
સહુનો સાક્ષિ સદા આતમ, આદ્ય અંત મધ્ય જેમનો જેમ. .......૧૦
ગુરુ પરતાપ પુરાતન પેખ્યા, અંતર રહિત સતંતર દેખ્યા.
કહે કુવેર અગમ અવિધારા, બ્રહ્મ વિલાસ ઉપાસ ઉચ્ચારા. .......૧૧

(સાખી)

બ્રહ્મ ભવાટી બરણહી, પસરણ દ્વૈત વિનોધ;
કહે કુવેર તિનકી પરે, હે કૈવલ નિજ બોધ. .....૧
ઉપજ ખપજ જુગ બ્રહ્મ લ્યૌ, લોક ચતુરદશ ભાત;
કહે કુવેર સો પદ વટી, કોઈ કોઈ હંસા જાત. .....૨

## પદ – ૧૦

ગાવું સુન્ય સકલકા ભેવા, આદ્ય પુરુષ રસના રસ લેવા.
શ્યામ શુન્ય અનેક અપારા, વિવિધિ ઘાટ વિરંચી વિસ્તારા. .....૧
અગણિત બરનુંમે શુન્ય સપેતા, જામે ઈશ વિષ્નુકા હેતા.
રકત સુન્ય અપાર અલેખા, જામે વાસ શિવકા ભેખા. .....૨
સંખ્યા રહીત સુન્ય પ્રકાશા, હરિયા રંગ જાંહાં શક્તિકા વાશા.
સુવર્ણ શુન્ય અનન્ય અભેવા, જામે કરતા નિરંજન દેવા. .....૩
બરનુ શુન્ય સકલકે સોહાગી, રરંકાર રટણ ધુન્ય લાગી.
તાપર અદ્વૈત શુન્ય અનુપા, રરંકાર તારના જાંહાં કુંપા. .....૪
તામે વાસ અવાચહી બ્રહ્મ, અગમ અગોચર ગોચર મર્મ.
તાપર અધર અબુબ મહેબુબા, જામે વાસ સસ્વપતિ સુબા. .....૫
પુરુષ પુરાતન વાપર આગી, જાની શકે કોઈ સંત સોહાગી.
તાપર પરમ ધામ પરકાશા, શુન્ય સકલ પતિ અંત નિવાસા. .....૬
અવિગત આસન બેઠે બહુનામી, કરુણામયે કૈવલ નિજ ધામી.
નૈન અનંત અનંત હી બાહુ, ઉપમા યોગ દુજો નહી કાહુ. .....૭
સો પદકી મોઈ ભઈ પ્રતીતિ, તત્વ વિચાર પાર પર પ્રીતિ.
સહેજ સમાસ બાસ તાંહી ઠાના, અડંગ મતા મન તાંહી પિયાના. .....૮
ચિન્યા મરમ મતા મલતાના, ગુરુગમ જ્ઞાન ધ્યાન ગલતાના.
સત્ કુવેર ગગન ગત્ય પાયા, જીવત હંસ વંશમે મેલાયા. .....૯

(સાખી)

હમ હંસા ઉસ ધામકે, બસે જહાં કૈવલ;
અરૂઢ મતા ગત પાવહી, કોઈ વિરલા જન ભલ. ......૧
જો ભેદુ ઉસ ધામકે, અટકણ નહિ આદેશ,
વાર પાર પ્રકાશીત, દુતિયો કુવેર સુરેશ. ......૨

## પદ - ૧૧

હંસા અગમ સુગમ ગત્ય ગાવુ, સત્‌ગુરૂ શબ્દસે ભેદ બતાવુ.
પંચ તત્વ મિલકે ભઈ ઓરી, મહંમાયા મધ્ય કાજળ ઘોરી. .....૧
તામે અંશ હંસકા પેઠા, ચતુર નિમસ ભર ટક કર બેઠા.
પેઠત ઉજવલ બેઠત કારો, એહી વિધિ શિવકા જીવ વિચારો. .....૨
કાજળ ભીંજે પંખી નવ ચિંન, ચાંચ પાંખ ચરણે ખટ ભિંન.
જીવ પંખી ચેહેન વાસના અત્વ, માયા કાજળ ભીંજે નવ તત્વ. .....૩
તાતે નિકસ આંન્ય ઘટહી બેઠાવે, બિન ખર પાંખ કાલચ નવ જાવે.
ગુરુગ્યમ જ્ઞાન વરધ વિધિ જાગે, તો ચાંચ પાંખ પર અવધિ લાગે. .....૪
તબ કાલચ જાવે સબ જેતી, પર પલટે હંસ હોય સપેતી.
હંસા હંસ ગતિ સંગ ડોલે, મન મુગતા બિના ચાંચ ન ખોલે. .....૫
સંસાર છીલર મીંડલ પાવે, સો હંસાકુ અરથ ન આવે.
ઉડ ઉડ હંસા જાંહાં કરી લેને વાસા, માન સરોવર મુગતા ખાસા. .....૬
મન માન્યા મુગતાફલ ચરહી, હંસા હંસ સંગ હલમલ ફરહી.
સંત સરોવર મુગતા બાની, સત કુવેર એહી પ્રતિ આની. .....૭

(સાખી)

તારણ તરણ ઉજાગર, અભય કરન ધન્ય સંત;
કહે કુવેર ભવજળ માંહી, સત્‌ગુરૂ નાવ મહંત. .....૧
હે કૈવલ છેલ્લુ પદ, અખે અમર પદ થાપ;
કહે કુવેર સોઈ પાઈયે, સત્‌ગુરૂ સંત પ્રતાપ. .....૨



# ખટ દરશન મત દેખાવન પદ

## પદ – ૧

(રાગ-ટોડીની દેશી)

લાવનાજી લાવનાજી લાવનાવે,
ગુરુ ચરણ કમળ ચિત્ત લાવનાવે. ટેક
તન મન દેહી સમરપન કરનાવે,
રાત દિવસ ગુણ ગાવનાવે. ગુરુ. ૧
આ સંસાર સકલ જુગ ફંદાવે,
તામે તે નહિ લપટાવનાવે. ગુરુ. ૨
સરધા સહિત રહો મન નિશદિનવે,
કીલમીસ કબહુ ન આવનાવે. ગુરુ. ૩
કામ ક્રોધ મોહ શત્રુ શરીરનાવે,
બ્રહ્મ અગ્નિમે દહાવનાવે. ગુરુ. ૪
અગમ અગોચર ગોચર આ ઘટવે,
સત્ગુરુ લક્ષ લખાવનાવે. ગુરુ. ૫
ચતુરધા મૂકિત જુકિત જુગ વાંછિતવે,
શ્રેષ્ઠ સાયોજ પદ પાવનાવે. ગુરુ. ૬
સત્ કુવેર સંતોષ ગુરુ તનવે,
સકલ તિરથ ઘેર આવનાવે. ગુરુ. ૭

## પદ – ૨

દેખો દેખો વા દેશ ફકીરંદા,
દેખો દેખો... ... ... ... ટેક

તન તકીયા મધ્ય હે મન મુલ્લાવે,
શુધ્ય ચૈતન ચેતન બંદા. દેખો દેખો. ૧

દમકી દોરી શબ્દ સત દાનાવે,
અજંપા તસમી જપે જાલમ જંદા. દેખો દેખો. ૨
ઝકરકા ઝુંબા રહેસ મત કુંડીવે,
સહેજ સંસાર ચેતાવંદા. દેખો દેખો. ૩
તજ્ઞકા ટોપ કથન લીયા કુદકાવે,
સંશે સ્વાન ભગાવંદા. દેખો દેખો. ૪
દોજક ભસ્ત અસ્ત ગત્ય ઉદયેવે,
ફના કીયા ફારગત ફંદા. દેખો દેખો. ૫
ઓહંગ આપ સોહંગ શિર સાંઈયાંવે,
નિરભે નિવાજ ગુજારંદા. દેખો દેખો. ૬
સત્ કુવેર સાહેબ પરાપરવે,
જાનત નહી ગાફલ ગંદા. દેખો દેખો. ૭

## પદ – 3

અટપટા ખેલ અબધુતાંકા,
અટપટા... .... ... ... ટેક.
તાકત ભોમ્ય વ્યોમ સર લાગતવે,
સુરતી સંધાણ સંજુતાકા. અટપટા. ૧
ચૈતન રૂપ લક્ષ તન વરજીતવે,
અટકણ નહી પંચભૂતાંકા. અટપટા. ૨
પાંચ પચીસ પકર પરકરતીવે,
કાટે એ મૂલ કપુતાંકા. અટપટા. ૩
સહેજ સમાધ આરાધ અલખ લક્ષવે,
ડરપ નહિ જમ દૂતાંકા. અટપટા. ૪
આસન માર સમેર કીયા સમવે,
પાવે ઈલમ અમરૂતાંકા, અટપટા. ૫
મઢી મેદાન ધ્યાન મત ધૂનીવે,
જરાયે કાષ્ટ કરમૂતાંકા. અટપટા. ૬

ઉજાગર મત આગર અદ્‌ભૂતવે,
અસક નહી અનહુતાંકા. અટપટા. ૭
સત્ કુવેર સોહી સિદ્ધ પુરાવે,
ઢાયે કોટ કરતુતાંકા. અટપટા. ૮

## પદ - ૪

ગમ જ્ઞાની અકલ અદ્વૈત મતા,
ગમ જ્ઞાની ... .... ... ... ટેક
ખાવત પિવત બોલત ચાલતવે,
વરતત હે જુગ દેહ છતા. ગમ જ્ઞાની. ૧
જેસે મિન ઈંદુ ગનત આપ સમવે,
ચંદ રહત જયમ વ્યોમ વતા. ગમ જ્ઞાની. ૨
તેસે જગતમે દીસત જન ભુગતાવે,
નિજ સમજણ નિધ્ય લક્ષ રતા. ગમ જ્ઞાની. ૩
ચૈતન રૂપ ચરાચર વ્યાપકવે,
અહંબ્રહ્મેતી ક્રત કેલલતા. ગમ જ્ઞાની. ૪
જનક સુક કૃષ્ણ વશિષ્ટ દ્રુવાસાવે,
ચિન્ન ભિન્ન સાંન એક રતા. ગમ જ્ઞાની. ૫
ત્યાગ ન દીસત ગ્રેહે ન ગ્રાહકવે,
રેણી કર્મ ધર્મ ગતિ ન ગતા. ગમ જ્ઞાની. ૬
વેદ કતેબ કુરાન પુરાનાવે,
ઓરલ્યા વહેવાર મત કરત કતા. ગમ જ્ઞાની. ૭
પિંડ બ્રહ્માંડ છાંડ સમ સુરતીવે,
ગજ્ઞ તજ્ઞ ગુલતાન ગતા. ગમ જ્ઞાની. ૮
કોહુ ન જાનત મરમ જ્ઞાની ગતવે,
અટક રહે સબ ઘે ને ઘાતા. ગમ જ્ઞાની. ૯
સત્ કુવેર નવેર કીયા નિજવે,
એહી સમકે બ્રહ્મ જ્ઞાન મતા. ગમ જ્ઞાની. ૧૦

## પદ – ૫

સો સંન્યાસી સકલ ભ્રમ ત્યાગ ફરે,
સો સંન્યાસી ... ... ... ... ટેક.
દેહન ગેહન વેહ વિલોકીતવે,
નારાયણ રણ ઉર ધરે. સો સંન્યાસી. ૧
આસન પાસ નિરાસ નિરાલંબવે,
આંન્ય મેલાપ કોહુસે ન કરે. સો સંન્યાસી. ૨
દંડ કમંડલ પિંડ પાહાદુ પાંણ્યવે,
સહેજ આઈ મિલે ઉદ્ર ભરે. સો સંન્યાસી. ૩
સત્ કુવેર સંન્યાસી સોઈ સત્‌વે,
ભવજલ સહેજ પાર પરે. સો સંન્યાસી. ૪

## પદ – ૬

ધર્મ અતિ દયાપાલ જીન જતી,
ધર્મ અતિ .... .... .... .... ટેક.
ઈંદ્રિજીત જતમત સત રાખતવે,
જડ ત્યાગીને ચૈતન મતિ. ધર્મ અતિ. ૧
સ્થાવર જંગમ વિશ્વ વિલાસીતવે,
સકલ જીવોનું જીવન લહે ગતિ. ધર્મ અતિ. ૨
તજે મલીન દીન દલ ભિતરવે,
અક્રત કરતનાં એક રતિ. ધર્મ અતિ. ૩
કહે કુવેર સેવડા સોઈ સત્‌વે,
ખોજ કરે પિંડ આપ પતિ. ધર્મ અતિ. ૪

## પદ – ૭

સો વૈરાગી સકલ સુખ છાંડ સજે,
સો વૈરાગી .... .... .... .... ટેક.

ધાત ન છીવત હાથ હથોહથવે,
અષ્ટ પ્રકાર ત્રિયા નેહ તજે. સો વૈરાગી. ૧
નૈનોનૈન તાલી હસન આલીંગનવે,
સુપન શ્રવન મિથુન મન ન ભજે. સો વૈરાગી. ૨
શાહ સુલતાન ગોપીચંદ ભરથરીવે,
રાજ રજોગુણ રહ્યો ન રજે. સો વૈરાગી. ૩
પંચ પ્રકાર વૈરાગ કહત વેદવે,
તિવ્ર શ્રેષ્ઠ પાવે ભાયગવજે. સો વૈરાગી. ૪
કહેં કુવેર વૈરાગ વિના નરવે,
ભવ દુઃખ ભૂગતે અમર અજે. સો વૈરાગી. ૫

## પદ – ૮

સો ભગત ભગવંત ભરૂસે અનીન,
સો ભગત .... ..... ..... .... ટેક
નૈન બૈન રસ રૂપ રસીક અતિવે,
ગદ ગદ કંઠ તન મન નામ લીન. સો ભગત. ૧
પ્રેમ નેમ પણ લેત નભાવીવે,
સંત સેવામે અહોનિશ રહે આધિન. સો ભગત. ૨
પર ઉપગાર સ્વારથ સનેહનાંવે,
ખટ દરશન મત તત્વ લે ચિંન. સો ભગત. ૩
ધર્મ સુચીત ઈમાંન અરથ ગનવે,
દયાપાલ દ્રષ્ટ ભઈ હે જીન. સો ભગત. ૪
સાર અસાર પ્રકાર ગ્રહે નિજવે,
ભાગ ત્યાગ વસ્તુ રૂપ રહે ભિન્ન. સો ભગત. ૫
કહેં કુવેર એસે કો વિરલ જનવે,
આપ ટાળીને આંન્ય શું રહે દીન. સો ભગત. ૬

## પદ – ૯

ગતિ દેખો કૈવલ કરુણેશ વેત,
ગતિ દેખો ... ... ... ... ટેક.
પરમ અંશ નિજ પરમ પતિનકેવે,
તેહી તનુ ધરે જગ જીવન હેત. ગતિ દેખો. ૧
અકલ અરૂપ અદ્રષ્ટ વિભુ તનવે,
ગુણ ઈન્દ્રિ તનુ તત્વની રહેત. ગતિ દેખો. ૨
એહી પરકારન કે અવિગત વિતવે,
તેહી વીત ગત કીયે. ભવકે ખેત. ગતિ દેખો. ૩
થા અવિગત તેહી દ્રસીત દિવ્ય તનુવે,
અકલ કલીત ભયે તત્વની જેત. ગતિ દેખો. ૪
સકલ સાજ તનુ સહિત સહેવ્રત ક્તવે,
અમર આભ્રવત ધરેહુ કેત. ગતિ દેખો. ૫
કીયેહુ આભ્ર ક્ત અરસ અમીત કજવે,
કરન પ્રોક્ષ ચર અચર સેત. ગતિ દેખો.
ત્યોં તે વેત કૈવલ વપુ સરજીતવે,
અમીવત વિત્ત લક્ષ જનકુ દેત ગતિ દેખો. ૭
સકલ સિદ્ધાન્ત અંત અવિગત પતિવે,
અતિ અપરમ કરી કીયે ન કેત. ગતિ દેખો. ૮
નિગમ આદ્ય આચારજ અનુભવિવે,
ગુણ નિરગુણ પર ધરીત હેત. ગતિ દેખો. ૯
નિરગુણ સો ગુણ કરત અકરતાવે,
સો ન ગુણકે ભવ કરી ન શકેત. ગતિ દેખો. ૧૦
સિરગુણ સો ગુણ કરત સફુરનવે,
અવધ્યકાળ અજ અણુ ન રહેત. ગતિ દેખો. ૧૧
તબત્યે સગુણ ગુણ રહીત સકરતાવે,
જીનું સંકલ્પ એહી સકલ ખેત. ગતિ દેખો. ૧૨

પુમ પરધાન આદ્ય અજ ગુણ ગણવે,
ઓર રજતજ અણુ સહી સજેત. ગતિ દેખો. ૧૩
એકહી બેર સકલ કુલ સરજીતવે,
નહી ન કમતી કછુ રખી ન રેત. ગતિ દેખો. ૧૪
એહી પરકાર આદ્ય હીત એહી જગવે,
નિજપતિસે કરી કીયે સંકેત. ગતિ દેખો. ૧૫
તિનકી પરમપરા અચર ચરાચરવે,
અન્યો અન્ય એહી ભવ ભવેત. ગતિ દેખો. ૧૬
રચિત સ્ત્રષ્ટ જબ તે અબલગ લ્યૌવે,
નવીન તંત ભવ કોઉ ન કેત. ગતિ દેખો. ૧૭
તબ કુન કજ આચારજ થપીતવવે,
નવીન ઈષ્ટ સૂની ભવ ભમેત. ગતિ દેખો. ૧૮
નિજ પતિસે ગતિ વિકલ વિમૂખ જનવે,
એહી ભવભર નર કીયે અચેત. ગતિ દેખો. ૧૯
તબત્યે અખીલકે આચારજ અનહિતવે,
ભવ ભરમયું જીત તીતકે હેત. ગતિ દેખો. ૨૦
જેહી જીનું ઈષ્ટ કીયેહુ કર્તા કરવે,
નિજ પતિસે ઈત ભવકે ભયેત. ગતિ દેખો. ૨૧
ભવકે ભવીત તિનું અંશ આપન નહીવે,
તો આપને તીનું કયા લગેત. ગતિ દેખો. ૨૨
જબતે સકલ કુલ ઈષ્ટ અનિત પદવે,
નિજ કારણ કર્તા વિનેત. ગતિ દેખો. ૨૩
તબતે સકલકે સરજનહાર સદવે,
આદ્ય અંત મધ્ય એક હમેત. ગતિ દેખો. ૨૪
તેહી આપને પતિ આપન તેહુનકેવે,
ઓર કાહુ ન કોઉ લગે સગેત. ગતિ દેખો. ૨૫
જેહી જેહી ઈષ્ટ કીયેહુ ઈશ્વર ધરવે,
નિજપતિ પખ નિજ બંધુ સખેત. ગતિ દેખો. ૨૬

તેહી નિજ પતિ કરુણામયે કર્તાવે,
અંશ અચર ચર જીનું સર્જતે. ગતિ દેખો. ૨૭
જબતે મોક્ષ મહા અચળ પરમપદવે,
તેહી પતિ વિન કહો કુનહી દેત. ગતિ દેખો. ૨૮
ઓર દેવ ગુણ આદ્ય સામ્રથ સદવે,
આપ આપને પદ રહી શોભેત. ગતિ દેખો. ૨૯
જેહી જીનકે ઈશ્વરીયે ધરીત ઈતવે,
પણ નિજ પતિપદે સબ સખેત. ગતિ દેખો. ૩૦
ઉગ્ર દ્રષ્ટ અનુભવે અવિલોકીતવે,
સૃષ્ટ રચિત જીનું અબ લગેત. ગતિ દેખો. ૩૧
અતિ અપરમ ગતકે અજયલ પદવે,
નિગમ આદ્ય જીનું કહીત નેત. ગતિ દેખો. ૩૨
કોઉ ન લહીત તે પરમ પુરેસરવે,
નિગમ સાખ્ય જુવો તત્ત્વની વેત. ગતિ દેખો. ૩૩
સત્ કુવેર નવેર કરીત કીનવે,
એહી પરકારન કહી નકેત. ગતિ દેખો. ૩૪

---

## મહા પદ

### પદ – ૧

(રાગ-ધનાશ્રી)

મહા પદ કેરે રે કારણે, જોગી જંગલ વાસા;
શિવ રહે સમ શાનમે, આઠે પહોર અભ્યાસા. ૧
જનક સનક શુકદેવજી, ધરી ધ્યાનમાં લાવે;
સહસ્ત્ર ઈઠયાસી અનંત કોટિ, જાકા યશ ગાવે. ૨
પાર કોઈ પામે નહિ, હરિ અપરમ પારા;
સુરતિ સમરતિ શું લખે, નેતિ નિગમ પોકારા. ૩

શૂન્ય શિખર ઘર માંહી હે, સાંઈકા વાસા;
સાંખ્ય યોગ શ્રૃતિ લખે, તબ હોય પ્રકાસા. ૪
સપ્ત દ્વિપ નવ ખંડમે, સુરતી લય પામી;
ચૈતન બ્રહ્મ અઘાદ હે, રહ્યો સમ દમ જામી. ૫
વાર પાર તાકો કછુ, આવે નહિ અંત;
કહેં કુવેર તા પદ લગે, પહોંચે કોઈ સંત. ૬

## પદ – ૨

પઢ પઢકે પંડિત ભયે, ચારૂ વેદ સુજાના;
અંતર જ્ઞાન ભકિત વિના, વાધે અંગ અભિમાના. ૧
ગ્રંથ ઘણા ગરબડ કરી, ચિત રાખે દાપુ;
મૂલ તંતુ જાણ્યા વિના, છૂટે નહિ આપુ. ૨
શ્રૃતિ વિવેકી સર્વથા, બોલે મન ગમતુ;
અનભે આપ લહ્યા વિના, ચિત નવ રહે ભમતુ. ૩
સાચા પંડિત સો કહીયે, કર્મ ધર્મ નસાવે;
બાવનથી રહે બાહેરો, તેહને ઉર લાવે. ૪
સસ્વરૂપકુ ચિનકે, પુનિ અશ્વ નસાવે;
કહે કુવેર પંડિત સોહી, પુરા ઘર પાવે ૫

## પદ – ૩

પુરા ઘરકી વાનગી, સંતો કહી સમજાવુ;
તંત અનંત ધરે રામજી, દશ પ્રગટ લખાવુ. ૧
મચ્છ કચ્છ વેરાહ વામન, નરસિંહ સોહાવે;
રામ કૃષ્ન ફરસુધર, બુધ નકલંકી કહાવે. ૨
યુગ યુગમે હરિ આયકે, ધરે શ્યામ શરીરા;
બ્રહ્માંડ કોટિ અનંતકે, પાલે જંત સમીરા. ૩
રમણ કરીને રામજી, સર્વ વિશ્વ નસાવે;
વિષ્નુ અંશ અનુપહી, મહા નિધ સમાવે. ૪

પંચ તત્ત્વ અરૂપહી, અકરતા કહાવે;
કહે કુવેર ઘર તે સહી, ગુરુ ગમસે પાવે. ૫

## પદ – ૪

સંતો ગુરુગમસે ચાલો, હદ્દ બેહદ્દને પરહરી;
અનહદ્દમે મહાલો, સંતો ગુરુ ગમસે ચાલો. ૧
ખટ દરશનમે ખટપટે, દ્વૈત વેરીને વ્હાલો;
ખટ દ્વાદશની બહાર છે, મારગ સોહી ઝાલો. ૨
ચારૂ અવસ્થા પરહરી, પંચમી હામ ઘાલો;
મિટે કાળ માયા તણો, ભારે ભય ભાલો. ૩
ધે ધાતા પદ છાંડીને, અદ્વૈત ઉર લાવો;
કહે કુવેર દુજો નહિ, આપ આપને ધાવો. ૪

## પદ – ૫

ગુરુ ગમ ખોજો આતમા, આપે ઓલખાઈ;
પિંડ પડે જીવ જાતહી, જીવ તાંહી મેલાઈ. ૧
કર્મ ધર્મ દો પક્ષ તે, ન્યારા હોઈ ખેલે;
જાગ્યા જુગમે સો કહીયે, પહોંચ્યા ઘર છેલ્લે. ૨
આપા પર તે આલસી, દ્રઢતા ઘેર લાવે;
સાક્ષિવંત આત્મા લખે, ગર્ભ વાસમાં ન આવે. ૩
બ્રહ્મરૂપ વૃત્તિ સદા, ભાસે સમ તોલા;
અવિગતકી ગત જાનકે, રહે અચલ અડોલા. ૪
જેસે કુંભ જળસે ભર્યા, જળમાંહી ડુબાયા;
સત કુવેર ફૂટયા જબી, જળમાંહી સમાયા. ૫

## પદ – ૬

જળકા કુંભ જળે ભર્યા, સબ સાહેર સમાના;
અંતર આવરણ મિટ ગયા, પ્રગટયા બ્રહ્મ જ્ઞાના. ૧

પંચ પિયારી પરહરી, પ્રકૃતિને મારી;
કોઈ કાળે નવ ઉતરે, ચઢી બ્રહ્મ ખુમારી. ૨
આઠે પહોર અલમસ્તહી, જુગમે મતબાલા;
ગુરુગમ કુંચી ખોજકે, ખોલ્યા સબ તાલા. ૩
સઘળે પેખ્યો આત્મા, વ્યાપે નહિ માયા;
શુન્ય શિખર ઘર ઉપર, તાકા મઠ છાયા. ૪
અહં બ્રહ્મ આપે ભયા, અદ્વૈત પદ પાયા;
કહેં કુવેર દ્વૈત જાંહાં નહિ, સાંઈ આપ કહાયા. ૫

## પદ – ૭

કર્મ રહિત પરમાતમા, ઘાટે ગુણ ભરીયો;
ન્યારો નિર્ગુણ સર્વથી, અગણિત બ્રહ્મ દરીયો. ૧
સો દરિયા કે નિરકી, ઉઠે લહેર અપારા;
સંત અનંત તોરંગ હે, બુદંગા સંસારા. ૨
ક્ષિતિ પાવક જળ પવન હી, અન્ય તત્ત્વ આકાશા;
તા મધ્યે આવી પડયો, આત્મકો ભાસા. ૩
અંત કાળકુ જાયગો, પંચતત્ત્વ વિલાઈ;
કહે કુવેર આત્મા રહે, અદ્રષ્ટ અનાદી. ૪

## પદ – ૮

ઝળમળ ઝળકે જાંહાં લગી, સંગે તુપ ને બાતી;
ઉભય તંતકે અંતમે, જયોતિ હોત અજાતી. ૧
જાય ન આવે તાંહાં સમે, એસી ગત જાનો;
આગે કહી સમજાવહુ, દ્રષ્ટાંતને માનો. ૨
બાતી પંચુ તત્વહી, માયા ગ્રથ કહાવે;
તા મધ્યે જયોતી આતમા, ખોજે તો પાવે. ૩
સંજમ પંચુ તત્વકો, તેજ તાંહાં લગી દરશે;
ખટ ચક્રને વેંધીને, કોઈ જવરલા પરશે. ૪

છતે પિંડ સુખ તેહનું, જાણે સંત સોહાગી;
પ્રેમ ગલીમે પરમાતમા, ધુન્ય અનહદ લાગી. ૫
દેહી દેવલ અંતકાળકુ, વેગે જાય વિલાઈ;
કહે કુવેર આત્મ ગતિ જેસે દીપક બુઝાઈ. ૬

## પદ - ૯

અવિગત પંખી આકાશકા, ધરણી પાવ ધરીયા,
નવ ખંડે પાંખ પાથરી, સાત સાહેર દરીયા. ૧
સો પંખી પર આયકે, બેઠી એક મંખી;
મંખીકા પરિવારમે, ઢાંકયા સબ પંખી. ૨
સાત સાહેરના બેટમે, પંખીકા હે ચારા;
ચુગકર પંખી ઉડ ગયા, બેઠા તરુવર ડાલા. ૩
શો તરુવર વિસ્તારહી, નહિ મૂળ ને ડાલા,
ચૌદ લોક ફેરી રહ્યા, નહિ વૃધ્ધ ને બાલા. ૪
સો તરુવરકે ચોકમે, પંખીકા હે માલા,
ધુપ છાયા વ્યાપે નહિ, નહિ વ્રજત કાલા. ૫
અગમ અગોચર અર્થ હે, જાણે સંત સોહાગી;
સત કુવેર ગુરુગમ થકી, જુવે કોઈ જાગી. ૬

---

# કેરા પદ

## પદ - ૧

(રાગ-કેરા)

સાચી રે કહુ તો કોઈ નવ માને, જુઠે જગ પ્રતિ આયા હો. ૧
કરીયા કર્મ કરી કરી ભૂલ્યા, સંશે કબહુ ન જાયા હો. ૨
કર્તાકી ગત કોઈ ન પાવત, સાધત આપની કાયા હો. ૩
છૂટયા રે પંડ ભંડ જબી ભાગ્યા, તો જીવડા કુન ઘેર જાયા હો. ૪

વા ઘરકી કોઈ ખબર ન જાનત, સબ જુગ યું ભરમાયા હો. ૫
જીવકી રે બુદ્ધિ શિવ નવ પાવત, દિપક દરશે નહિ ભાના હો. ૬
આત્મા અર્ક ઉજેસકી આગે, રહેણી કુસુમ સબ જ્ઞાના હો. ૭
વાપી રે કુપ શિલરકા જંતુ, સાયર મર્મ ન જાણ્યા હો. ૮
કહે કુવેર દરસ ભયે દરીયા, લહેરી સકલ પરમાન્યા હો. ૯

## પદ – ૨

જ્ઞાનકી ગુંજ અબુઝ ન બુઝત, જીવ દશા લેઈ ડોલે હો. ૧
વિચરણ વ્રહેણી રહેણી નર જેસે, જ્ઞાન કપાટ ન ખોલે હો. ૨
ત્યાગ વૈરાગ ઓરનકુ દેખાવે, અંતર માયાકા ધ્યાના હો. ૩
હંસા હોડ કરી મૂખ બોલે, કરણી કાગ સમાના હો. ૪
કરત કથા નિત્ય પાઠ શિવકો, તૃષ્ણા ગાંઠ નવ છૂટે હો. ૫
કહે કુવેર સત શબ્દ સમજ વિના, પકર પકર જમ લુંટે હો. ૬

## પદ – ૩

સંત સંગત શુદ્ધ લક્ષ ભજન વિના, જીવ દશા નવ જાવે હો. ૧
બિના પારસ લોહ હોતન કંચન, મુદ્રા અન્ય મેલાવે હો. ૨
ચંદન બિના બનબાસ લગત નહી, કદલી કોટ લગાવે હો. ૩
તૃષાવંત નિર બિના જેસે, શાન્તિ કબહુ ના થાવે હો. ૪
ત્રિગુણ તાપ તપત અતિ તનમાં, ગુરુ બીના કોણ બુઝાવે હો. ૫
કહે કુવેર સત્‌ગુરુ પ્રતાપે, શુધ્ધ કહી સમજાવે હો. ૬

## પદ – ૪

આદ્ય પુરુષ અગમ ઘર કેરી, મોહી બતાવો નિશાની હો.
તત્વ વિવેક શેષ સમજાવો, તબ જાનુ સાચા જ્ઞાની હો. ૧
વેદ કતેબમાં જુગ પ્રતિ આયા, સોઈ સકલ વિધિ જાની હો.
કર્મ ધર્મ કથા જીવનકી, સાચી કરી મન માની હો. ૨
યુગ ચતુર તે વસ્તુ અગોચર, સો કીનહી નવ ઠાની હો.
શિખી શિખાઈ સબ કોઈ ગાવે, નિગમકી ગમ આની હો. ૩
કહે કુવેર અગમકી બતાવે, સો સત્‌ગુરુ પરમાની હો.

## પદ - ૫

તાકે સંગ રંગ અંગ લાગે, પ્રગટે જ્ઞાન દિવાના હો. ૧
સુણી શબ્દ સત્‌ગુરુ સાહેબકા, મેરા મન અલસાયા હો. ૨
સંસાર સાર છાંડી દુઃખ દરિયા, સત્ શબ્દ લહેલાયા હો. ૩
જ્ઞાન ખડગ શત્રુ સબ છેદ્યા, અહંપદ આપ ઘવાયા હો. ૪
અગમ અગોચર ગાવત ઘરકુ, સો મઠ ઘટમાંહી પાયા હો. ૫
અજ વૈકુંઠ કૈલાસ પદ કલ્પિત, સો સુખ ચિતમાં ના આયા હો. ૬
કહે કુવેર સત્‌ગુરુ પ્રતાપે, નિજ કૈવલ પદ પાયા હો. ૭

# આશાવરી પદ

## પદ - ૧

(રાગ-આશાવરી)

સંતો અવિગતકી ગત ન્યારી,
તામે શું જાણે સંસારી;
સંતો અવિગતકી ગત ન્યારી. ટેક.
જોગી જંગમ સંન્યાસી સેવડા,
તપસી ને બ્રહ્મચારી;
તાતે અવિગત અગમ અગોચર,
અપરમપાર અપારી. સંતો૦ ૧
રૂપ અરૂપ નિરૂપ તે સાહેબ,
પરાપાર મોરારી;
માપ અમાપ સમાપ હી સાંઈયાં,
કુદરત ખેલ ખેલારી. સંતો૦ ૨
દ્વાદશ પંથને પુરાણ અષ્ટાદશ,
ખટ દરશન મત હારી;
સુનકાદિક શિવ શેષ વિરંચી,
નિગમ નેતિ પોકારી. સંતો૦ ૩

નિરગુણ બ્રહ્મ સનાતન સ્વામી,
જેણે સગુણ શકિત પસારી;
અરૂપ તે રૂપ ધર્યો હે અનામી,
ગિરધર તાંહાં ગિરધારી. સંતો૦ ૪
જીવને શિવને કર્મ ને ધર્મ,
વેદે વિકિત વિસ્તારી;
ચૌદ લોકને વર્ણ અષ્ટાદશ,
જુગતે જુકિત સમારી. સંતો૦ ૫
પુરણાનંદ પરસોતમ પિયુજી,
વિશ્વમાં વેશ વિહારી;
કહે કુવેર રહે હરિ નેરા,
નિરગુણ ભયો લીલાકારી. સંતો૦ ૬

## પદ - ૨

સંતો સમઝણકા ઘર નિકા,
તાતે યોગ ભોગ સબ ફીકા;
સંતો સમઝણકા ઘર નિકા. ટેક.
ગોરખ યોગી યુગ ચતુરકે,
અંગ અભિમાન ઈર્ષા;
જઈ સંવાદ કબીરતે કીનો,
સમઝ દેખ ભયે શીખા. સંતો. ૧
નારદ ગુરુ અવજ્ઞા કીની,
શિર ચોરાસી લીખ્યા;
સો સત્‌ગુરુએ પળમે છોડાઈ,
લોટ કાગળકી ટીકા. સંતો. ૨

જનક પિતા સબ જીગકે રાજા,
સહેસ્ત્ર ઈઠયાસી બંધીક્ષા;
સમઝ મિલે ગુરુ અષ્ટાવક્ર,
છોડી સકલ અપેક્ષા. સંતો. ૩
ધરમરાય કર્તા સંતોષ્યા;
સંતોષકે શિલ પિતા;
શીલ તે સહેજ સહેજતે સમઝ,
સત્ કુવેર ઉર રાખ્યા. સંતો. ૪

## પદ – 3

સંતો સહેજ સમઝ ઘેર આવો,
છોડી દેઈ સકલ સબ દાવો;
સંતો સહેજ સમઝ ઘેર આવો. ટેક.
આશા રહીત સહીત મન રાખો,
સમ દમ સુરત રહાવો;
ભિન્ના ભિન્ન ભેદ સબ ત્યાગી,
અવિગત એક લખાવો. સંતો. ૧
ક્ષિતિ પાવક જળ પવન આકાશા,
પંચુતત્વ વેરાવો;
સાંખ્ય યોગ જોતાં જે રહેવે,
સોઈ તત્વકુ ધાવો... સંતો. ૨
ચૌદ લોક ને વરણ અષ્ટાદશ,
તાસુ આંન્ય અભાવો;
હરિ બીના આંન્ય પદારથ સર્વે,
મતકર ચિતમે ચહાવો. સંતો. ૩
મ્રત સજીવન જીવન મૂકતા,
જુગમે શેષ કહાવો;
કહે કુવેર થઈ અણલંગી,
લ્યોને પરમ પદ લહાવો. સંતો. ૪

## પદ - ૪

સંતો સસ્વ સોહંગ પદ સાચુ,
તાતે આન્ય પદારથ કાચું;
સંતો સસ્વ સોહંગ પદ સાચુ. ટેક.
ઈન્દ્ર ઈંદ્રાસન અજ કૈલાસ,
વૈકુંઠ વિગત વિલાસ્યું;
ચૌદ લોક પ્રકૃતિ માંહી,
માયાએ વદન વિકાસ્યુ. સંતો. ૧
વેદ કતેબ કહત પોકારી,
શિવે સમજી ઉર રાખ્યું;
સંત સકલ મિલી ગાવે ઉનમાંના,
કબીરે પ્રગટ પ્રકાશ્યુ. સંતો. ૨
ઉમીયાને શંકર સમઝાવત,
સહેજ સુખદેવે ચાખ્યું;
જનમ ધરીને વનકુ સધારે,
કસણી જનક કમાસુ. સંતો. ૩
દેવ સકલ જાકી સેવ કરત હે,
અદકુ નહિ કો તાસુ;
તા ઉપમા મેં કાયકી દેવુ,
લાજુ કહેત સુધાસુ. સંતો. ૪
હે સબ માંહી સબસે ન્યારા,
રહેવે રહીત પરાસુ;
કહે કુવેર સતગુરુ પ્રતાપે,
સો પદ મેરે ભાસુ. સંતો. ૫

## પદ – ૫

સંતો સસ્વ સોહંગ પદ કેસા,
મોઈ કહી બતલાવો તેસા;
સંતો સસ્વ સોહંગ પદ કેસા. ટેક.
લીલપિત્ત કે ઉજ્વલ શ્યામા,
કે અગ્નિ જલ જેસા;
મધુર ચરપરા તિક્ષણ મોલા,
કે ખારા કે મીઠાસા. સંતો. ૧
વૃદ્ધ જોબન કે બાલ કહાવે,
કે ગ્રભમે હોય તેસા;
રજો તમો કે સાત્વિક કહાવે,
કે પ્રકૃતિ જેસા. સંતો. ૨
દુર નિકટ કે મધ્ય કહાવે,
સ્થિરતા હે કે વેસા;
ગતિ મતિ ગવન રમન કે સહાયક,
હે આકાર કે ન રેસા. સંતો. ૩
સત્ કુવેર કહત પોકારી,
સૂણો સંત સુરેસા;
તત્ત્વ સાંખ્ય તે કહી સમઝાવો,
જેસા રૂપ હમેસા. સંતો. ૪

## પદ – ૬

સંતો સસ્વ સોહંગ પદ એસા,
જાકુ રૂપ રંગ નહિ વેસા;
સંતો સસ્વ સોહંગપદ એસા. ટેક.

લિલપિત ઉજવલ શ્યામ નહિ,
નહિ અગ્નિ જલ જેસા;
મધુર ચરપરા તિક્ષણ નાંહી,
નહિ ખારા કે મીઠા. સંતો. ૧
વૃદ્ધ જોબન કે બાળક નાંહી,
નહિ ગર્ભમાં હોય જેસા;
રજો તમો કે સાત્વિક નાંહી,
નહિ પ્રકૃતિ જેસા. સંતો. ૨
દુર નિકટ કે મધ્ય ચરાચર,
સ્થિરતા હે નહિ વેસા;
ગતિમતિ ગવન રમણહી સાહક,
નિરાકાર નરેશા. સંતો. ૩
કહત કુવેર સૂણો ભાઈ સંતો;
અગમ અગોચર તેસા,
જાય ન આવે નહિ જાઈ,
જ્યૌકા જ્યૌ હંમેશા. સંતો. ૪

## પદ – ૭

દેહી દેવળમેં દેવા, હો સંતો દેહી
તાકે સેવક થઈ કર સેવા
દેહી દેવળમે દેવા, હો સંતો- ટેક.
દ્વાદશ દ્વાર બહાર દેવળકુ,
સુરપતિ રહિત રહેવા;
આવન જાવન પવન પસારા,
વિધવિધકે રસ લેવા. સંતો. ૧

પંચ પ્રધાન માનકુ માયક,
હુકમ હજીુરી રહેવા;
અંતર ઈચ્છા હોત હરિકી,
સો સરવે કામ કરેવા. સંતો. ૨
ગંગા યમુના તીર તરવેણી,
નિર નિરમળ જેહેવા;
ઘટહીમે જ્ઞાન દિપક ઉજીયારા,
ચરણ પખારી લેવા. સંતો. ૩
ચિતવન ચંદન પુષ્પ પ્રેમકા,
કરણીકે કર લેવા;
ગતિ ગવનસે પેઠે દેવળમે,
સુરત નુરત કર સેવા. સંતો. ૪
પાંચ પચીસ સંગે પટરાણી,
સિરગુણ નરત કરેવા;
એહિ વિધિ રહેત અહોનિશ આપે,
અનભે અકલ અભેવા. સંતો. ૫
ઝળમળ જ્યોત અખંડીત ધારા,
તનકા તિમિર નસેવા;
કહે કુવેર દેવ ઘટ ભીતર,
નિરગુણ નોબત્ય બજેવા. સંતો. ૬

## પદ – ૮

સંતો નિજ પરમપદ પ્યારા,
જાકુ ઈચ્છત સૌ સંસારા;
સંતો નિજ પરમ પદ પ્યારા. ટેક.

શેષ સહસ્ત્ર મુખ રટત નિરંતર,
નિરમળ નામ ઉચ્ચારા;
કોટિ પચાસ અવનિ શિર ઉપર,
લાગે નહિ કછુ ભારા. સંતો. ૧

સુનક સુનકાદિક સનક સનંદન,
છોડી સકલ ઘરબારા;
સહેજ સદેહ શરણ સધારે,
નહી કોઈ રોકનહારા. સંતો. ૨

સોહી સ્વરૂપ જાણ્યો જગજનુની,
જપત શિવકી દારા;
જન્મ મરણ સંકટ ભાગ્યા,
આત્મા તત્વ વિચારા. સંતો. ૩

અંતર રહિત કબીરા ગાવત,
નવખંડ જ્ઞાન ઉજીયારા;
પાટી માંહી પ્રહેલ્લાદ પઢત હે,
પાઈ પ્રતીતિ મંઝારા. સંતો. ૪

અરધનામ ગજરાજ ઉચારે,
ધાયે હરિ પગ પારા;
કહેં કુવેર બેર નહી લાગી,
તારી લીયો ત્રતકારા. સંતો. ૫

## પદ - ૯

સંતો સોહી નિરંજન ન્યારા,
જાણે કોઈ સાહેબકા પ્યારા;
સંતો સોહી નિરંજન રાયા. ટેક.
અંજન કરણી અંજન વરણી,
અંજન પુરુષ ઓરૂ દારા;
ચાર યુગ અંજનકા રચિયા,
અંજન સૌ સંસારા. સંતો. ૧
દેવળ અંજન દેવા અંજન,
અંજન સેવક સારા;
ચારૂ વેદ કતેબહી અંજન,
અંજન વાણી વિસ્તારા. સંતો. ૨
પાણી અંજન પવના અંજન,
અંજન ધરણી આકાશા,
ઝળમળ જોત્ય દેવતા બી અંજન,
અંજન સકલ પસારા. સંતો. ૩
ચંદા અંજન સુરજ અંજન,
અંજન નવલખ તારા,
તેત્રીસક્રોડ દેવતાબી અંજન,
અંજનકા વિસ્તારા. સંતો. ૪
બ્રહ્મા વિષ્નુ મહેશ્વર અંજન,
અંજન શકિત પસારા;
કહેં કુવેર તાતે સોહી નિરંજન,
જાણે જાણનહારા. સંતો. ૫

# પ્રબંધ પદ

## પદ – ૧

(રાગ-પ્રબંધ છંદ)

ખોજે નિજ પિંડ જે પ્રચંડ ગતિ સંત, ગતિ સંત .... ટેક.

પ્રથમ પિતાસે નાદ બુંદ ઉતપાની;
ક્ષિતિ તેજ પવન પ્રસંગ સંગ આની,
ઉષ્ન તેજ કુમલ હેજ,
ગંધ અવન્ય ચરલ પવન,
ચતુર એ વંન પ્રગટ લેવં,
અખિલ સ્વે અવિકાસ, વાસ છેવટ શુન્ય તંત. ... ગતિ સંત. ૧

જિનું નિજ કારણ પુરુષ પ્રકૃતિ યુગલ તાઈ,
અરસ પરસ સપ્રસ ગુણ તિનુ ઉપજાઈ;
ઘોર કરન તમો ઉચરન,
વિષે વિચરન રજો રુચિરન,
સ્વાંતિ ધરન સતો સમરન,
એહી તિનુ ગુણ સત રજ તમ તત્વનકે સ્વામિત. ... ગતિ સંત. ૨

પંચભૂત સહિત ગ્રહીત માત્રા જે કહ્યાને,
એ ખટ ચતુર તત્વ તામસતે પ્રસવાને,
રજો ઉમેદ ઈંદ્રિ ભેદ,
વિધિ નિખેદ તનુ રલેદ,
સકલ મેદ કીયે કલેદ,
ચતુર અંતઃકરણ સતો ગુણહીતે ઉપજંત. ... ગતિ સંત.૩

મૂળચક્ર દ્વાર સુત ગવરીકે ગણેશા,
રજો ઉપસ્થાન ગુણ કરતહી પ્રવેશા,

નાભિ નિવાસ વિષ્ણુ તાસ હૃદે પ્રકાશ શિવ સમાસ,
કંઠ જીવ ઓરૂ સશિવ,
વદન અગન્ય વરૂણ વાસ,
રસનાકુ ગ્રાહંત. ... ગતિ સંત. ૪

ગ્રહણ સ્થાનક લેન અશ્વનિ કે સુબાસા,
ચક્ષુ દ્વાર દેખન શશી સુર પરકાશા,
બ્રહ્મ રૂદ્ર ભોવન સુંદ્ર,
અનહદ ન્યાદ સુણે સુર સાધ,
શૂન્ય સમાધ ગતિ અગાધ,
સહસ્ત્ર કમળ દલકી બીચ જોત્ય ઝલમલંત. ... ગતિ સંત. ૫

પંચતનુ પંચકોશ કહત જે સુનાઈ,
અનો મનો આનંદ પ્રાણ જ્ઞાન મયે ગ્યમતાઈ,
સ્થૂલ પિંડય પ્રગટ મંડય,
સૂક્ષ્મ લંગ વૃતિ અનંગ,
કારણ અંગ ગુણ પ્રસંગ,
મહા કારણ દેહ શકિત પરમ જ્યોતિવંત. ... ગતિ સંત. ૬

ઈંગલા પિંગલા નાર સૂક્ષ્મણા સુજાની,
નરમાદા ઉપજ કળા રવિ શશિ સમ ઠાની,
ઉઠત સ્વાસ બીન અભ્યાસ,
સાધન નાશ હોહુ સમાસ,
તજી વિનોધ સજી સબોધ,
છસે એકવીસ હજાર નખશિખ પરજંત ... ગતિ સંત. ૭

ઓહંગ આતમા પોરક પ્રણવ જે પુરાના,
રેચક પરમાત્મા પ્રણવ સોહંગ સુર પિયાના,
ઓહંગ અરણવ પિંડ પસરણવ, સોહંગ પ્રણવ શુન્ય સચરણવ,
સુલટ સોહંગ ઉલટ ઓહંગ,
રગ રગ રોમ રોમ સરલ વ્યાપક વિત સતંત. ... ગતિ સંત. ૮

એહી સબ સાજ સકલ શક્તિકે પસારા,
તેહી શક્તિનકે શિર નિરંજન કિરતારા,
નિરંજન શિર આતમ સધીર,
આતમકે શિર પરમાતા પીર, પરમાત્મા ભેવ દેવકે દેવ,
યાહી પરંતુ પરમ લક્ષ કુવેર કહંત. ... ગતિ સંત. ૯

## પદ – ૨

લખે જેહી લક્ષ અલખ જાપ તેતો યોગી, ...તેતો યોગી. ટેક.
જીનુ ચિત્ત જક્તસે વિવ્યકત લગત નાંહી,
સાધે તનુ જીવન તાર નિજ આધાર માંહી,
ઈંદ્રિ ગવન કરહી દમન,
રખીત નેમ કુશલ ક્ષેમ,
સુરતિ રોધ મન પ્રમોધ,
સમ દમાદીક સાધન આદ્ય,
સબનકે સંયોગી. ...તેતો યોગી. ૧
પંચ મહાભૂત માંહી સૂક્ષ્મ મેલાવે,
પિંડ બ્રહ્માંડ સંધી અન્યો અન્ય એકતાવે,
તોયસે તોય ભોમીસે ભોમ, અગન્યે અગન્ય કરી કે લગન,
પવને પવન મેલી તત વન,
નભે નભ એકતાય લાય,
રહે ના તત્વ વિયોગી..... ...તેતો યોગી. ૨

રાત દિન હલત ચલત દમે દમે દીલ લાવે,
ઓરૂ પુનિ ઉઠત બેઠત સુરત તાંહી લગાવે,
ગુદા સ્થાન ખટસે જાન બ્રહ્મ દ્વાર ખટ હજાર,
નાભિ નિરસ્ત ખટહી સહસ્ત્ર,
હૃદે કમળમે ખટ હજાર,
જુગત્યે જે જુવોગી.... ...તેતો યોગી. ૩

સહસ્ત્ર એક કંઠ કમળ ઉઠત અજંપા જાંહી,
દોઉ સહસ્ત્ર ભ્રગુટિ ઓર બ્રહ્મરૂદ્ર માંહી;
એતેહી દાપ સજી સજાપ,
દેવને દેઈ હોહુ વિદેહી,
વંકનાળ પુનિ પ્રતાલ,
સુન્ય શિખર મહેલ માંહી,
જદીપ જાય મીલોગી. ... તેતો યોગી. ૪

સેષ દશ ઈંદ્રિયનકે મનમે જાય મેલાને,
તેહી મન ઈંદ્રિ ઓરુ બુદ્ધિ મેલેઈ ઠેરાને,
બુદ્ધિ ટહંકાર મેલી અહંકાર,
જબી બિકાર રહો સંધાર.
ધારન ઘોર નિંદ અઘોર,
સુન્ય સષોપતિ માંહી નચિંત થઈને ચિત્ત મીલોગી.... તેતો યોગી. ૫

તેહી ચિત વિત લેઈ ગુણ સતોકુ સુપે,
સતોગુણ સ્વાંતિ કરન ધરન ધ્યાન જુપે,
ગુણ મેલાય પ્રકૃતિ જાય,
પ્રક્રતિ પાસ વૃતિ વિલાસ,
વૃતિવિલોક લક્ષ અલોક;

ઉનમૂનિ અનુભવી તતવિત,
સમરસ રસ ભોગી. ...તેતો યોગી. ૬
પંચતત્વ માંહી પંચ કોશકુ પખાવે,
અન્યો અન્ય એક એક માંહી જાંહી કે તાંહી રખાવે,
અનોમે અવન્ય પ્રાણમે પવન,
મનોમે તેજ આનંદ હેજ,
શુન્યમે જ્ઞાન કરી મેલાન,
એહી તનુ તત કોશ યુગલ,
મેલીત માંહી સંયોગી. ...તેતો યોગી. ૭

એહી વિધિ ભોગ સકલ પ્રગટ પિંડ માંહી,
સદા તાંહી સિદ્ધને સંજમ બાહેર હેરત નાંહી,
યોગ અષ્ટાંગ સજી સ્વાંગ,
રંગ અનંગ તજી ઉમંગ,
અતિ અપાર મત ઉદાર,
સુન્ય ધુન્ય ધંધુકાર માંહી,
મહા અલમસ્ત અમોઘી. ...તેતો યોગી. ૮

ઓરુ નામ રૂપ તે ગુપત,આપનું આપ જેહી,
ગુણાદિક ઘટમઠાતિત કૈવલ હંસ વિદેહી,
સોહી અમાપ આપનું આપ,
આપ મેલાય ખુદ મુદાય,
જોગ અમાન તેહી સુજાણ,
એહી યોગનકી યુગત મુગત્ય, કુવેર જે કરોગી. ...તેતો યોગી. ૯

## પદ – ૩

તજે તનુ અસક ત્રિવિધી તાપ તે વૈરાગી. -ટેક
માત તાત સુત દારા સજન નિકસે નેહ ત્યાગી,
વિષે રસ સુપનમાંથી ઝટક ઊઠે જાગી.
પલટે નેન અધિક યેન,
જગસુ ચૈન સુનીસુ બૈન,
દેખીત નાશ ભયે ઉદાસ, અરે હાયે હાયે હરીશું નેહ,
વ્રેહે મિલનકી આગી ... ...તે વૈરાગી. ૧

સુખ સંપત્તિ રતી જીનકુ ન સહાય,
અજભવ ઈંદ્ર ભોવનકી નાં ચિત્ત ચાહાય,
તીવ્ર રાગ સદન ત્યાગ,
મનકી વાગ ફેરી સમાગ;
ભવકી ભાગ દુરીત દાવ,
દામ ચામ દલકી માંહી,
સુપને નાં સમાગી ... ...તે વૈરાગી. ૨

ઓરુ નાંના વિધકે નેહ લગત વિગત્યે ના વિલોકે,
અતિ ઉતઈત ગવન કરત સુરત નુરત રોકે,
ઈંદ્રિજીત રત્ય અતીત,
ગુરુસે પ્રીત તજી અનીત્ય,
અડંગ ધીર સસુર વીર,
સુર સુરીનર આદ્ય શરન જાવન તલબ ભાગી. ...તે વૈરાગી. ૩

ખટરસ રસનાકે રસ લગત સ્વાદ ફીકા,
નિજ આભુક્ષણ ઉરકે અતિ ભાવ સજેગા,

જગ વિલાસ જનીત પાસ,
તેહુતે હાસ નહીનાં તાસ,
એક આરાધ્ય પતિ પુરાધ,
ગતિ મતિગ્યમ સમ કરીને અસિપદે અનુરાગી....તે વૈરાગી. ૪

દેહ રખનકુ છાજન ભોજન આંન મિલે અનુ ઈચ્છા,
મંદભાવે કરે ભુગતમાન જો મીલે બિનું વંછા;
ઈચ્છત નાંહી કછુ ન કાંહી,
ફરત જાંહી સહેજ સુભાઈ,
દેહ વિદેહ ગેહન ગેહ,
ખિલત અખિલ ખલક માંહી,
જત મતે મન ત્યાગી ... ...તે વૈરાગી. ૫

લોક ચતુદશકે યશ તે રહત બેપ્રભાઈ,
સિદ્ધિ ખટ પંચ હી દ્વાદશ સંપત્ય નાં સહાઈ,
નર નિરાસ આસન પાસ,
સોવન વાસ જમી કે ઘાસ,
અજીત ત્યાગ બડ ઉમાગ,
કાહા કહુ કછુ તાહી સરભર,
જુગમે નહિ સભાગી ... ...તે વૈરાગી. ૬

અજ અહીપતિને દુરલભ એવો એ દ્રઢ વૈરાગ,
પુની દેવ દનુજ મનુજ નહીનાં ટકત પાગ,
કુન ચલાય ઓરકી તાય,
દેવન પાય ગતિ તહાય,
મત અછેદ વદીત વેદ,
અતિ માહા અદ્ભુત અરૂઢ વ્રહીત વેશરાગી. ...તે વૈરાગી. ૭

સુક સુનકાદિક આદ્ય જીનકી દેત સાખી,
દત્ત અજગર સમેત ઋષભ સુતને ભાખી,
કીયે અથાહ જીનુ અગાહ,
લખીત માહ મિલન ચાહ,
ભાયગવાન મિલે સોજન,
ગોપીચંદન ભરથ ભેદ,
લહત જીનકુ લાગી ... ...તે વૈરાગી. ૮

એહેવો ઉતકષ્ટ ત્યાગ ઉગ્ર પુન્યે પાવે,
નિજ હેતુ સજન સંબંધી પુરણપદ મેલાવે;
ભવમે ભેખ ભજ વિશેષ,
હરિશું એક કરીશું મેક,
જદપી ત્યાગ બુઝત રાગ,
ધન્ય ધન્ય તે જનની કુવેર,
જુગમે જોત્ય જાગી ... ...તે વૈરાગી. ૯

## પદ – ૪

અહોનિશ સંતસુ આધીન તે હરિજન. તે હરિજન. ટેક.
ખટ દરશનસુ સદાય દીન ભાખે,
નિજ પ્રિય લક્ષપક્ષ શિર પર રાખે;
ઉમંગે પ્રેમ રહે નાં નેમ,
જ્યેમનું ત્યેમ કછુ નાં ફેમ,
અનિન નેહ નિત્ય હમેહ,
ગદ્ગદ્ કંઠે ગલિત થઈને કહે વચંન. ...તે હરિજન. ૧

આપ સ્વારથ અરથ કબહુ નાં કરહી,
જાંહી તાંહી પર ઉપગાર અનુસરહી,

દેખત સાધ અતિ ઉલાધ
પરત પાદ રહત સ્વાધ,
કહત જેહી કરત તેહી,
શુધ્ધ સનમાન સહિત લાવત,
કરશું ગ્રહી ભોવન ... ...તે હરિજન. ૨

અન્ન પાનાદિક દેઈ સંતોકી કરત ચરણ સેવા,
કરજોડી દોઉ કરે સ્તુતિ,
તુમ હો દેવાધિદેવા,
તુમહી માત તુમહી તાત,
તુમહી નાથ મમ અનાથ,
તુમસે મોક્ષ મીટત સોક્ષ
તારણ તરણ તુમહી સાધ,
મેરે તન મન ધન ... ...તે હરિજન. ૩

એહી પ્રકારે રખત ભાવ,
રસબસ વશ થઈને,
તે ભગત જગતકી માંહીં,
કહ્યુ ન જાય વવઈને,
જુગત્યે રહત ચાહ ન ચહત, ભવમે બસત ફંદ ન ફસત,
સબસે હેત હસત રહેત,
કમળ જળકી ન્યાય મુગત્ય થઈને મહાલેમંન...તે હરિજન. ૪

વેત સકલ ભકિત ખેત વિવિધ ભાત્ય વેધુ,
સંશે રહીત વિદ્ય પ્રવેણ આનંદમયે અછેદુ,
નવધા લેખ લહે શું વેખ,
અનંત ભેખ વિગત્યે પેખ;

કરી સહેત સુગત લેખ,
ભિંનાભિંન ભેદની કળ લઈને ભયે ન ચીંન. ...તે હરિજન. ૫

અતહી ક્ષમાવંત સ્વાંત્ય સદન સજન સોઈ,
સુખદુઃખ ઓરું સંપત્ય વિપત્ય ડગમગે નહિ કોઈ,
સુપનવત્ જગ માનત,
અખિલ તંત ગણિત અંત,
જદપિ તાય ચિત્ત ન લાય,
સતમાની હરિ ભક્તિ નેમ પ્રેમગુરુ સેવંન. ...તે હરિજન. ૬

અંતર ત્યાગ બાહેર રાગ પર સેવાઈ,
તરણની આદ્ય અખિલ જીવન સુખદાઈ,
દયાવંત અતિ અનંત,
વદીત સંત જીનું મતંત,
કુમલતાય કહી ન જાય,
નિશદિન દિન અધિક અધિક,
સમીપ સરધાવન... ...તે હરિજન. ૭

મરજીવા જરણાવંત અંતર રહીત આસે,
શશી સમ શીતળતાય ઘાહ્યલ ગત્ય મતાસે,
અરપી રહત સરવે સહત,
કછુ ન કહત જનકુ લહત,
નિમિત માત્ર ગ્રહી કહાત,
રાહ મુસાફિરવંતચંત માનીનતા ભોવંન. ...તે હરિજન. ૮

એવા જન જે જુગ માંહી પતિત પાવન કરનાં,
જીવ અનેક જગાવી સમરપે ગુરુ શરણાં,

તબી સંતોષ પાવત મોક્ષ,
જીનકુ મોક્ષ નહિ પરોક્ષ,
પ્રગટ લક્ષ ગુરુકે દક્ષ,
હજરત હરિ હાલ હજુર,
કુવેર નિત્ય મિલન... ...તે હરિજન. ૯

## પદ – ૫

કહીયે ધન્ય ધન્ય તે જન ગુરુ ઉપાસી. ...ગુરુ ઉપાસી. ટેક.
તીરથ વ્રત ક્રત સમ કરીને માને,
ગુરુ ચરણ તુલ્ય કછુવે ના જાને,
નિગમ આદ્ય જેહી આરાધ્ય,
કરત સાધ શુધ્ધ સમાધ્ય,
ઓર સજાપ સુર અલાપ,
જપ તપ યોગ ધ્યાન સાધન ચરણમે મેલાસી. ...ગુરુ ઉપાસી. ૧

વિધિ નિષેધ ફળ જેહી જેહી ભાખે,
ગુરુ ચરનન પર વારી વારી નાખે,
ધરેનાં કાંહાંન્ય કોઈકી આંન્ય,
ગુરુકે જ્ઞાન સુર સુજાણ,
શિરનાં ઉપ ગુરુસે ભુપ,
મન ક્રમ ઓરુ બચન વેત,
ગુરુ ચરણમે આસી... ...ગુરુ ઉપાસી. ૨

ભક્તિ ચતુર પંચ સંચ ગુરુ ચરણમે લેખે,
ઓર ખટ યુગલ યોગ પદ પરાગ પેખે,
અખિલ નેમ જુગત્ય જેમ,
કરત ત્યેમ ફરત વ્યેમ,

નહી લે ભેવ ગુરુ સમેવ,
સિદ્ધિ ખટદશ સપ્ત ગણત ગુરુચરણકી દાસી. ...ગુરુ ઉપાસી. ૩

મંત્ર યંત્ર તંત્ર જાપ ગુરુકે નામ સોઈ,
ઓર ગુરુ ગોવિંદ એક ગણત નાંહી દોઈ,
ગુરુસે દેવ ઓર નાં સેવ,
જીનુ અહંમેવ ગતિ અભેવ,
સબકી આદ્ય ગુરુ અનાદ્ય,
સદ્ચિદ્ આનંદ કંદ કુવેર ગુરુ વિલાસી. ...ગુરુ ઉપાસી. ૪

## પદ – ૬

બિનુ નિજ લક્ષમે સહેત તે ગુરુ દ્રોહી. તે ગુરુ દ્રોહી. ટેક.
ગુરુ ચરણ મન નહિ મલતાંના,
ઓરસુ પ્રીત્ય સત સદા ગલતાના,
લહ્યો ના નિત્ય ગ્રહે અનિત્ય,
ચહ્યો ના ચિત્ત જનસે પ્રીત્ય,
જગસે રાગ અતિ ઉમાગ,
પરધન પરનાર યાર વ્રોહીત ચંત પ્રોહી. ...તે ગુરુ દ્રોહી. ૧

સત્ પુરુષ યશ કબહુ નાં ગાવે,
ઢુંગ કપટ કરત કિરત બઢાવે,
જપેકુ જાપ તજે સુજાપ,
દિલમે દાપ રખત તાપ,
ગુરુકે પાવ નહી ન ભાવ,
મન મૂખી મનોરથ ઉમેદ વેદ વચન વ્રોહી. ...તે ગુરુ દ્રોહી. ૨

ઉપચિન સંત ચંત અંતર મલીન,
જનસે અભાવ કામ દામસે લોલીન,

પરમ અરથ કબહુ નાં કરત,
અપને અરથ સધત સ્વારથ ગરજ ગામી ગત્ય ગુલામી,
છળ બળ કળ વિકલ જેત ચાહત સંપત્ય પ્રોહી. ...તે ગુરુ દ્રોહી. ૩

ખાન પાન દેખત ક્તવ આપ સમાન જાને,
ઓર ગુરુ શિષ ઉથાપન મનમે ત્રાસ ન આણે;
કથત જ્ઞાન બગ સમાન,
ચલત મસ્ત અપન્યે સ્વસ્ત,
રખે નાં મસ્ત ગુરુકે હસ્ત,
કહે કુવેર તે જનનું જુગમાં કબહુનાં કારજ શ્રોહી. ...તે ગુરુ દ્રોહી. ૪



## કક્કો

### અક્ષર ૧

કક્કા કારણ પ્રીછે તેહ, પરલેકાલ રહે જન જેહ;
તે સ્વામીનું સમરણ કરો, યુગલ ભાવ હૃદે નવ ધરો. ૧
દ્વૈત તણો કરજે સંહાર, અદ્વૈત પદનો કર તુ આહાર;
હરિ ગુરુ સંત કૃપાનિધિ જેહ, કક્કા કારણ પ્રીછે તેહ. ૨

### અક્ષર ૨

ખખ્ખા ખર અક્ષરની આદ્ય, સાધક થઈને તેને સાદ્ય;
ઓર સકલ માયાકા રંગ, કાલ યોગ સબ થાશે ભંગ. ૧
દ્રષ્ટ પદારથ જાય વિલાઈ, ચંદા સુર બ્રહ્મા લયે ભાઈ;
છોડી રૂપ અરૂપ આરાધ્ય, ખખ્ખા ખર અક્ષરની આદ્ય. ૨

### અક્ષર ૩

ગગ્ગા ગલ બહુ માયા તણા. મરકટ મુટ્ટી જેસે ચણા;
છૂટે નહિ સંશે નવ જાય, કાલ પારધી આવી સાય. ૧

ચંચળ ચાલ ચપલ ચિત્ત ઘડો, કોટે ફાંસી ફંદે પડયો;
મોહ મૂટ્ઠીને તૃષ્ણા ચણા, ગગ્ગા ગલબહુ માયા તણા. ૨

## અક્ષર ૪

ઘઘ્ઘા ઘર તું ઘટમાં લહે, તહારો કરતા તુજમાં રહે;
માંહીકો માંહી ન્યારો નિરધાર, સાંખ્ય યોગ સારનકો સાર. ૧
રૂપ સ્વરૂપ અરૂપી એહ, તેહની સાથે કર તું નેહ;
નેહ કરીભ નિરભે થઈ રહે, ઘઘ્ઘા ઘર તું ઘટમાં લહે. ૨

## અક્ષર ૫

નન્ના રૂપ ધરી નરનાર, હરિ રમે સબ ઘટ મોઝાર;
પિંડ બ્રહ્માંડ ઘડયા, બહુઘાટ, સ્વામી ચૈતન રૂપ નિરાટ. ૧
બાજીગર જેમ બાજી રચી, વિશ્વ સકલ રહ્યું છે પચી;
બાજીગર ન્યારો નિરધાર, નન્ના રૂપ ધરી નરનાર. ૨

## અક્ષર ૬

ચચ્ચા ચિતવન કર તું ચંત, સકલ શિરોમણી સેવા સંત;
તે સેવામાં રહે લોલીન, જેસે પ્રીતિ જળમાં મીન. ૧
ચકોર ભરોસે જેસે ચંદ, ભ્રમર કમળ તેસે સુગંધ;
પતિવ્રતાને પ્યારો કંથ, ચચ્ચા ચિતવન કર તું ચંત. ૨

## અક્ષર ૭

છછ્છા છોડી દે સબ શોક, તબ પાવે પ્રભુપદનો મોક્ષ;
અંતર ગાંઠય કપટની ગાળી, સહેજ શૂન્યમે લાગી તાળી. ૧
અનહદ્ય નાદ ગગન ધૂની ડંકા, સુરત નુરત ગઢ ઘેરી વંકા;
રહત આનંદી પંચે કોશ, છછ્છા છોડી દે સબ શોક. ૨

## અક્ષર ૮

જજ્જા જુગમાં જે નરનાર, જેહેની સુરત પરાની પાર;
આવરણમે અટકે નહિ કદા, સહેજ સ્વભાવે વિચરે સદા. ૧
નિરાલંબ નિરંતર રમે, કર્મ કસોટી દેહ નવ દમે;
સ્વે ચૈતન સાથે એકતાર, જજ્જા જુગમાં જે નરનાર. ૨

### અક્ષર ૯

ઝઝ્ઝા ઝર અજરા નર જેહ, ત્રણ લોક પદ ન કરે નેહ;
હરખ શોક હરદે નવ ધરે, આશા પાસ વિશય પરહરે. ૧
પ્રેમપ્રીતિ સાથે અનુરાગ, જ્ઞાન ખુમારી સદા ઉમાગ;
સસ્વરૂપ થઈ વરતે દેહ, ઝઝઝા ઝર અજરા નર તેહ. ૨

### અક્ષર ૧૦

નન્ના નવધા ભકિત નિહાર, વસ્તુ અગોચર તેહેની પાર;
દશધામે દરસે દરવેશ, સકલ વિશ્વનો સ્વામી શેષ. ૧
આવ્રણ વરણ રૂપ નહિ રેખા, તુરિયા તિત આપ અલેખા;
વસ્તુ વિવેકી જાણે સાર, નન્ના નવધા ભકિત નિહાર. ૨

### અક્ષર ૧૧

ટટ્ટા આત્મ તેમનો તેમ, કોણ કરે સાધન સમદમ;
ઘટ મઠ પટમે સહેજે રમે, જેમ આકાશે સુરતી સમે. ૧
વરૂણ વિષે દિનકરનો ભાસ, સબ ઘટ આત્મ યુ પરકાસ;
ગાવે વેદ પુરાણ નિગમ, ટટ્ટા આત્મ તેમનો તેમ. ૨

### અક્ષર ૧૨

ઠઠ્ઠા ઠાઠી લે તું ઠોર, મનુષા જનમ ભયો હે ભોર;
આળસમે શું ઊંઘ્યો અંધ, મૂઢમતિ મૂકી દે મંદ. ૧
જાગી જોને જુગમે સાર, ઓળખને કરણી કિરતાર;
આ અવસર આવે નહિ ઓર, ઠઠ્ઠા ઠાલી લે તું ઠોર. ૨

### અક્ષર ૧૩

ડડ્ડા દુરલભ દરશન દેવ, તાતે દુરલભ કરવી સેવ;
અધિક દુરલભ અંતર અહંમેવ, ચતુર તો તે જાણે ભેવ. ૧
યોગ ધરીને જુગ પરહરે, સુખ સાતા સંચે નવ કરે;
પ્રતિગ્રહેનો ન કરે છેહ, ડડ્ડા દુરલભ દરશન દેવ. ૨

### અક્ષર ૧૪

ઢઢ્ઢા નિર તે ઢાલે ઢલે, ખમિયાં ખાંમે જઈને ખલે;
પરવતને નવ પરસે પાન, સાકુટને નવ લાગે જ્ઞાન. ૧

બ્રહ્મ ચૈતન ઘન વરસે વાર, જાંહાં જડતા તાંહાં ન ઠરે ઠાર;
જ્ઞાની મન સમજીને ગલે, ઢઢ્ઢા નિર તે ઢાલે ઢલે. ૨

## અક્ષર ૧૫

રેણા રસના રસમાં ભરી, રાત દિવસ સમરો શ્રી હરિ;
યેસો ભજન કરી લો ભાઈ, સંશે રહિત રહો લોલાઈ. ૧
તન મન અરપી રહો આધીન, વરતિ રાખો એક અનિન;
આંન્ય ભાવ સરવે પરહરી, રેણા રસના રસમાં ભરી. ૨

## અક્ષર ૧૬

તત્તા તરુવર એક અનુપ, બરણી શકુ નહિ તાકો રૂપ;
ત્રિગુણ શાખા જાણો તંત, પાંખડિયો તે જુગ અનંત. ૧
પાનફૂલ સબ જક્ત વિલાસા, ફળ લાગે અંકુર હરિ દાસા;
પાર ન પાવે શેષ ફનુપ, તત્તા તરુવર એક અનુપ. ૨

## અક્ષર ૧૭

થથ્થા થિરતા રાખો મન, ઘેર બેઠાં જાણી લ્યો વન;
નિરભે થઈને રહો નિસંગ, પાપ પુન્યનો ન કરો સંગ. ૧
આપા પરની મેટી તાણ, વન વસ્તિ સબ એક જ જાણ;
સહેજ સ્વામી હરે વિઘન, થથ્થા થિરતા રાખો મન. ૨

## અક્ષર ૧૮

દદ્દા દરદી સારો દેશ, જાણે નહિ તે આત્મ લેશ;
કયાંથી આવ્યો ને કયાં જાસ, પિંડ પડે કયાં કરવો વાસ. ૧
તે કારણ પ્રીછે નહિ કોઈ, ઊભા રાખે મારગ દોઈ;
તાતે ટળે નહિ ઉદ્વેશ, દદ્દા દરદી સારો દેશ. ૨

## અક્ષર ૧૯

ધદ્ધા ધેને ધાતા જેહ, જીવ શિવ પદ કહીએ તેહ;
મૂળ તંત ન જાણે સોઈ, ભ્રાત્યે ભૂલ રહ્યા સબકોઈ. ૧
અંતરમે એકતા નવ થાય, આદ્યે અંતે ચાલ્યું જાય;
ઊભે લોક તે નાવે છેહ, ધદ્ધા ધેને ધાતા જેહ. ૨

### અક્ષર ૨૦

નન્ના નિરભય નિરગુણ એક, વિધિ તણો જાંહાં નહિ વિવેક;
નામ નિરંજન અંજન નાંહી, સાક્ષીવત્ રહે સબ ઘટમાંહી. ૧
ઊંચ નીચ તે ઘાટે મુદા, ઘટ વણસે જમનો જમ સદા;
પંચતત્વ પરવેશ ન રેખ, નન્ના નિરભય નિરગુણ એક. ૨

### અક્ષર ૨૧

પપ્પા પ્રગટ પરસોત્તમ, બ્રહ્મ અવિનાશી સદા ન્હેં:કર્મ;
જેમ આકાશે આભ્રણ થાય, ધે ધાતા એમ આવે ને જાય. ૧
દિનકરને તિમિર નહિ લેશ, અવિગતને નહિ કરમ કલેશ;
મન વાણીથી રહિત અગમ, પપ્પા પ્રગટ પરસોત્તમ. ૨

### અક્ષર ૨૨

ફફ્ફા ફુલ્યા તે કરમાય, વિપુ ધરે જો વૈકુંઠ રાય;
પૃથ્વી તેજ પવન જળ સોઈ, તામે રહે ન પાવે કોઈ. ૧
પંચ તત્વ આકાશ, આકારા, ચૌદ લોક જાવે નિરધારા;
તાતે અમર કુણ લખાય, ફફ્ફા ફૂલ્યા તે કરમાય. ૨

### અક્ષર ૨૩

બબ્બા બુદ્ધિ વેદ વિચાર, અખે અમરપદ બાવન બહાર;
શબ્દ સહાંનક જાંહાં કછુ નાંહી, જે બોલે તે સુરતિ માંહી. ૧
હદ્ય બેહદ્યમે ન આવે અંત, તંતુ રહિત આપ અતંત;
ધરતા પણ આપે નિરધાર બબ્બા બુદ્ધિ વેદ વિચાર. ૨

### અક્ષર ૨૪

ભભ્ભા ભાગ્યો ભરમ જ ભારી, વારંવાર સતૂગુરુ બલિહારી;
યેસી જુગમાં કરે ન કોઈ, નિરભે ભયો નિવાજો મોઈ. ૧
અગમ નિગમકા પાયા મરમ, તાતે ગુરુ તે પુરણ બ્રહ્મ;
સાર અસાર દિયો વિસ્તારી, ભભ્ભા ભાગ્યો ભરમ જ ભારી. ૨

### અક્ષર ૨૫

મમ્મા મરજીવાનો દેશ, અહંકૃતિ નહિ વ્યાપે લેશ;
સદા સમીપ સતંતર વાસ, આઠે પહોર આનંદ હુલાસ. ૧

યુક્ત યથારથ બોલે વાણ્ય, જાંહાં જેવી રુચિ પરમાણ;
નિરબંધી આપે ઉપદેશ, મમ્મા મરજીવાનો દેશ. ૨

### અક્ષર ૨૬

યય્યા આપુ મેટી આડય, ખટદરશનની ભાગી રાઢય;
બાલ દશા સબતે સુખદાઈ, તાકો ગુણ લીયો હે જાઈ. ૧
હલમલ રહે હરિજનકે સંગા, શ્રધ્ધા સહિત સંત ઉમંગા;
યોગતણી વ્યાપે નહિ જાડય, યય્યા આપુ મેટી આડય. ૨

### અક્ષર ૨૭

રરા રંગી રામ સનેહી, ઊંચ નીચ ન દેખે દેહી;
ચૈતનતા સઘળે પરમાણ્ય, હરિ વિના નવ દીસે આંન્ય. ૧
પ્રીત સહિત દિસે હરસાલ, પ્રેમ વચન અતિ વદન વિશાળ;
ગાવે સિરગુણ જ્ઞાન વિદેહી, રરા રંગી રામ સનેહી. ૨

### અક્ષર ૨૮

લલ્લા લાઠી હાલર જાણ, પિંડ પડયે મૂકે નહિ પાણ;
યેસી ટેક રખે જન કોઈ, ગુરુ ભૂકતા નર જાણો સોઈ. ૧
પપીલકો ઝાલે આધાર, વિહંગમ જાણે અનુસાર;
સંત શબ્દ સાખી પરમાણ, લલ્લા લાઠી હાલર જાણ. ૨

### અક્ષર ૨૯

વવ્વા વેંધી સકળ વિલાસ, આદ્ય પુરુષસુ કર અભ્યાસ;
ધે ધાતાનું મૂકી માન, અંશી પદનું કરને અવિલાન. ૧
જક્ત વ્યક્ત વિલસે વિધિ નાંહી, જાય ન આવે અંશીપદ માંહી;
તન જાણો ફોગટ ફુલાસ, વવ્વા વેંધી સકલ વિલાસ. ૨

### અક્ષર ૩૦

શશ્શા સપનું સહુ સંસારા, ભરનિંદ્રા અજ્ઞાન અપારા;
સંશેવત્ સિંહ પ્રગટયો જાંહી, ભયંકર વ્યાપ્યો મન માંહી. ૧
ઘારણ તે દુઃખ ભૂગતે ભાઈ, જાગ્યા તે સંકટ મીટ જાઈ;
ત્રણ ભોવન એહી પરકારા, શશ્શા સપનું સહુ સંસારા. ૨

## અક્ષર ૩૧

ષષ્ષા ખરી કરી લે ખેપ, સત્ગુરુ શરણે ચિત્ત આલેપ;
મનુષા જનમ સરીખો જાય, ખટરસમાં કયાં ખોટી થાય. ૧
દ્વંદ ઉપાધી લાગી લહાર, તાતે કોઈ ન પામે પાર;
તે નિરમીને રહે નિરલેપ, ષષ્ષા ખરી કરી લે ખેપ. ૨

## અક્ષર ૩૨

સસ્સા સાધન કરી લે સોઈ, પંચવિસ વશ કરી લે દોઈ;
એક દશા આરાધે ઈશ, ધરણીધર કરતા જુગ દિશ. ૧
વિષ્નુ કોટી અનંત અપારા, સકલ શાસ્ત્રકો એ મત સારા;
આંન્ય સકલ સબ અંત વિરોહી, સસ્સા સાધન કરી લે સોઈ. ૨

## અક્ષર ૩૩

હહ્હા હસ્તાંમલ કર હરિની સાથ, ભિન્નભિન્ન રહે નહિ ભાત્ય;
એકમેક અંતર મિટ જાઈ, ચિત વૃત્તિ ચરણે લેહે થાઈ. ૧
સ્વરૂપાનંદ ભયો તબ આપ, કરે નાં કેનો દીન વિલાપ;
જેમ તરુવર જીુદા નહી પાત, હહ્હા હસ્તાંમલ કર હરિની સાથ. ૨

## (સાખી)

સંવત અઢાર ઈઠયોતરો ધન, ગામ સારસાપુરીમાં હરિજન;
આસો માસ શુકલ પક્ષ, સ્વાંત બુંદ વરખા પૂનમની. ૧
અક્ષર તેત્રીસ કહિયા જેહ, ક્રષ્ન સ્વામી સત્ગુરુ ઉપદેશ;
અક્ષરે અક્ષર તત્વ જ્ઞાન, ચીને તે નર બ્રહ્મ સમાન. ૨
સાહેબ કુવેર નિજકરુણા કરી. કક્કામાં ગુરુગમ વિસ્તારી.



# ગુરુ-શિષ્ય સંવાદ

## (ખટ ચક્રભેદ ગોષ્ટિ)

શિષ્ય --- ॐ ગુરુજી કુન તત્વસે નાદ ભયા હે,
કુન તત્વસે કાયા;
કુન તત્વસે બુંદ ભયા હે,
કુન તત્વસે માયા... ૧

ગુરુ --- વ્યોમ તત્વસે નાદ ભયા હે,
મહાનિધિસે માયા;
તેજ તત્વસે બુંદ ભયા હે,
તોય તત્વસે કાયા... ૨

શિષ્ય --- ખટ ચક્ર કાયાકી ભિતર,
કુન કુન અસ્થાના;
સોઈ સકલ વિધિ મોઈ બતાવો,
તત્વ વિચારી જ્ઞાના. ૩

ગુરુ --- ખટ ચક્ર કાયાકી ભીતર,
આપ આપને અસ્થાના;
એક એકત્યે કહી સમજાવું,
સુનબે શિષ્ય સહ્યાના... ૪

શિષ્ય --- મૂળ ચક્ર કોહો કાહાકુ કહીએ,
કુન દેવકા વાસા;
કેતે જાપ અજંપા ઊઠે,
કેતે દલ પરકાશા... ૫

ગુરુ --- મૂળચક્ર હે ગુદા મંડળે,
ગવરી સુતકા વાસા;
ખટસે જાપ અજંપા ઊઠે,
ચારુ દલ પરકાશા... ૬

શિષ્ય --- મૂળ ચક્કી ભલી સુણાઈ,
સંશે દીયો નસાઈ;
આંન્ય ચક્કો ભેદ બતાવો,
સામ્રથ હો ગુરુ રાઈ... ૭
ગુરુ --- આંન્ય ચક્ર હે ઉતપત દ્વારે,
બ્રહ્મા શક્તિ હે જાંહી;
ખટહી સહસ્ત્ર અજંપા જપહી,
ખટ દલ કમળકી માંહી... ૮
શિષ્ય --- ઉભય ચક્ર અનુસાર અનુપા,
મોપે દીયો પઠાઈ;
નાભી કમળદળ પંકજ અજંપા,
કુન દેવતા માંહી... ૯
ગુરુ --- નાભી સ્થાને દશદલ પંકજ,
વિષ્નુ કરત વિલાસા;
ખટહી સહસ્ત્ર અજંપા જપહી,
આત્મ અંશ ઉલાસા... ૧૦
શિષ્ય --- તીન ચક્કી કથા સુનાઈ,
અંતર દિયો નસાઈ;
રૂદે કમલ દલ પંકજ અજંપા,
કુન દેવતા માંહી... ૧૧
ગુરુ --- હૃદે કમળદલ દ્વાદશ કહીયે,
દેવ નિરંજન જાંહી;
ખટહી સહસ્ત્ર અજંપા જપહી,
અર્ધ ઉરધ મધ્ય માંહી... ૧૨
શિષ્ય --- ચાર ચક્કી સાર સહ્યાનક,
પ્રાકત બુધસે પાઈ;

કંઠ કમળ દલ પંકજ અજંપા,
કુન દેવતા માંહી... ૧૩

ગુરૂ --- કંઠ કમળ દલ સોડષ પંકજ,
શિવ દેવતા માંહી;
સહસ્ત્ર એક અજંપા જપહી,
સ્વાસા શબ્દ ઘડાઈ... ૧૪

શિષ્ય --- પંચ ચક્કી પ્રત પયાનક,
વિધવિધસે મને શિખાઈ;
જાંહાં જાંહાં ગુરુજી ભેદ બતાયા,
તાંહાં તાંહાં સુરત રખાઈ... ૧૫

શિષ્ય --- ભ્રગુ કમળ કેતે દલ પંકજ,
કુન દેવ અસ્થાના;
કેતે જાપ અજંપા ઊઠે,
કુન લોક મહેલાના... ૧૬

ગુરુ --- ભ્રગુ કમળ દ્વે દલ પંકજ;
સસ્વ દેવ અસ્થાના;
સહસ્ત્ર એક અજંપા જપહી,
અમર લોક મહેલાના... ૧૭

શિષ્ય --- ગગન ચક્ર હે શેષ સબન કો,
કેતે દલ ઉનમાના;
કેતે જાપ અજંપા શકિત,
કુન દેવ નિધાના... ૧૮

ગુરુ --- ગગન ચક્ર હે શેષ સપ્તમો,
સહસ્ત્ર દલ ઉનમાના;
તેતે જાપ અજંપા શકિત;
જ્યોત સ્વરૂપ ભગવાના... ૧૯

શિષ્ય --- સપ્ત ચક્રકો સકલ સભેદા,
મોપે દીયો લખાઈ;
કહે કુવેર સત્‌ગુરુ પ્રતાપે,
ઝળમળ જોત્ય દેખાઈ... ૨૦

શિષ્ય --- પિંડ પડયે જ્યોતિ કયાંહાં જાવે,
અનહદકા કયાંહાં વાસા;
શ્વાસોશ્વાસ પવનકી દોરી,
અંતે કયાંહાં સમાસા... ૨૧

ગુરૂ --- અનહદકી માંહી જોત્ય સમાવે,
નાદ સુન્યમે બાસા,
શ્વાસોશ્વાસ અંત અવિકાસા,
તિનુ અવિગત વાસા... ૨૨

શિષ્ય --- અવિગતકી ગત્ય મોઈ બતાવો,
તામે સુરત રખાવુ;
દૂર નિકટકે મધ્ય મેદાના,
કેસા રૂપ લખાવું... ૨૩

ગુરૂ --- અવિગતકી ગત અગમ અગોચર,
રૂપ રંગ નહિ રેખા,
દૂર નિકટકે મધ્ય ચરાચર,
ખાલી ભર નહિ રેખા... ૨૪

શિષ્ય --- મન મેરા ક્રિયા ક્રમ લાગ્યા,
સુરતિ ધેપદ રંગી;
રૂપ રંગ રેખા બિન અવિગત,
કોહો કેમ હોવે સંગી... ૨૫

ગુરૂ --- મનકા મહેરમ ચંત વિચારો,
સુરતિ ઘર અણલંગી;

સહેજ સુન્યમે રહો સમાઈ,
એહી વિધિ અવિગત સંગી... ૨૬

શિષ્ય --- અવિગત્ય નામ કાહાકો કહીએ,
મોકુ કહો સમજાઈ;
કોઈ કહત માયાકુ અવિગત,
સબ ઘટ રહી સમાઈ... ૨૭

ગુરુ --- માયા અવિગત જબલગ કહીયે,
આત્મ તત્વ ન જાણ્યા;
દિનકી ખબેર નહી ઘુડવાકુ,
તેજ તારાકા ઠાન્યા... ૨૮

શિષ્ય --- દ્વે મન છાંડી નિજમન રાખો,
એસા લક્ષ લખાવો;
જાપદ રંગી હામ ફરે નહિ,
તેસી સમજ પખાવો... ૨૯

ગુરુ --- પંચતત્વ તત્વમે મેલો,
મન મેલો ચૈતનમે;
છતે પિંડ સાંખ્યકુ વહેંચો,
ના આવો ફેર ઓદરમે... ૩૦

શિષ્ય --- પંચુતત્વ તત્વમે મેલુ,
મન ચૈતન લહે લાવું;
કહે કુવેર સત્‌ગુરુ પરતાપે,
હંસે હંસ મેલાવું... ૩૧

**(દોહા)**

હંસે હંસ મેલાયકે, અરસપરસ એકરૂપ;
શ્રીમત્‌ કુવેર શિર સામ્રથ, નિજપતિ પરમ અનુપ.



## ચેતવણી

મન તું સમજને મેરા, છોડી જક્તકા ભેડા;
ચૂપ ચેત નવેરા, કર લે સંત શું નેડા; ૧
દાસન દાસહી કેરા, સત્ગુરુ ચરણ ચિત હેડા.
સંશે શોક પાવક નીર, ચંચળ ચપળકુ કર સ્થિર; ૨
ઘટમે ખોજ કર લે ભાઈ, બાહેર કયૌ રહ્યો ભરમાઈ.
ખટસે એકવીસ હજાર, દ્વાદશ દ્વાર દરશે બહાર; ૩
શ્વાસા શબ્દસે ટૂટે, કે કાયા કંચનકી ફૂટે.
સાધન સાધ લે અનુસાર, ત્રિકુટિ તંતુ તિન વિચાર; ૪
મૂળ ચક્ર દ્વાર બંધ, સીધો કરી મેરૂ ડંડ.
જપ લે જાપ અજંપા, શુન્યહી શિખર ઘરમે જાપા; ૫
ચંદા સુરકા ઘર ફેર, ઉલટ અગમ ઘરકુ હેર.
કર લે વાસ બેહદમે, માયા કાળ રહે હદમે; ૬
અનહદ નાદકી ધૂની, બાજત ગગનમે સૂની.
ઝળમળ જ્યોતિ બીન બાતી, જાંહાં નહિ દિન ને રાતી; ૭
તાંહી તેજકા વાસા, રવિ શશિ કોટ પરકાસા.
જાંહાં નહિ વરણ નાંના વેષ, જોતાં સાંખ્ય યોગે શેષ; ૮
તેહી રૂપ હે તેરા, સત્ગુરુ શબ્દસે હેરા.
ઉનમૂની સુરત સમાની, જાંહાં નહી મનને વાણી; ૯
તાંહાં નહી જીવ શિવનો દ્વૈત, માયા ત્રણ ગુણથી તિત.
આપો આપ રહે ઉલ્લાસ, જેહેનો સકલમે પરકાશ; ૧૦
ચંદા સૂર રહે બ્રહ્માંડ, ભાસે કિરણ બહુ ભંડ.
એવો આત્મા અનુપ, ન આવે બ્રહ્મ માયા કુપ; ૧૧
સિંધુ નિર રહે અસ્થિર, સદા સંગે રહે સમીર.
વાયુ યોગ ડોલે બહાર, લહેરી અનંત અંપાર; ૧૨
એવો બ્રહ્મમે સંસાર, જાણે સંત કોઈ સાર.

